" શ્રી પ્રેમાનંદ ગ્રંથમાળા " ગ્રંથ ૧ લો.

# રહસ્ય-ગુંજન.

[ ઇતર ભાષણો સાથે. ]



અનુવાદક ને પ્રકાશક,

મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી,

મુ. મોડાસા.



કિંમત બાર આના.

# પ્રાસ્તાવિક.

ગ્રન્થના આરંભમાં તેના મૂળ લેખક ને વક્તા સ્વામીશ્રી બાબા પ્રેમાનંદ ભારતીનું ટુંકું જીવનવૃત્તાન્ત આપેલું છે. તે તેમના પોતાનાજ શબ્દોમાં છે. તેમાં તેમના જીવનની કેટલીક મહત્વની બાબતો તેમજ વિચારોની ટુંકી નોંધ છે. વાંચનાર ગ્રન્થને શરૂ કરતાં પહેલાં તે વાંચી જાય એ વધારે ઇચ્છવા જોગ છે.

સ્વામી વિવેકાનંદ તથા રામતીર્થના ગ્રન્થો ગુજરાતી ભાષામાં પ્રગટ થઈ ચૂક્યા છે ને આદર પણ પામ્યા છે. તેમના સમકાલીન બાબા ભારતીએ પણ હિંદની બહાર હિંદીય સંસ્કૃતિને જવલંત પ્રકાશમાં લાવી, તેના પુત્રોને કેટલા આભારી કર્યા છે, અને તે પ્રકાશ પણ કેટલે ઉચ્ચ ને ભવ્ય છે, એથી ગુજરાતી આલમ બેમાલુમ ન રહે, તે પણ આ ગ્રન્થનો એક હેતુ છે.

એક વાત ખાસ યાદ રાખવા જેવી છે. રહસ્યગુંજનવાળા લેખો તેમજ ભાષણો પ્રખર બુદ્ધિવાદને ભજતી ને સુધારાની ટોચે પહોંચેલી એવી અમેરિકાની પ્રજા આગળ સને ૧૯૧૦–૧૧ માં રજુ થયેલાં છે ને આદર પામ્યાં છે. મારા નમ્ર મત પ્રમાણે તેજ તેના ઉપયોગીપણાની એક સચોટ સાબીતિ છે.

આ અનુવાદની ભાષા હજુ પણ વધારે સરલ ને સાદી થઈ શકી હોત તો વધારે ઇષ્ટ હતું. અનુવાદકને એ ત્રુટીનું બરાબર ભાન છે.

પ્રસ્તુત ગ્રન્થ તો સ્વામીજીના વિચારોનું એક કિરણ માત્ર છે. તેમને પૂરેપૂરા સમજવા તેમનો અમુલ્ય ગ્રન્થ પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા ( Shree Krishna: The Lord of Lord)

એ વાંચવો જોઇએ. આ ગ્રન્થને છેડે સદ્ગત પુસ્તક ઉપરના કેટલાક અભિપ્રાયો આપેલા છે, એટલા માટે કે તેનો કાંઇક ખ્યાલ આવી શકે. ગ્રન્થની વસ્તુ છાપખાનામાં જવાની તૈયારીમાં છે. આ નાનકડા પુસ્તકને તેની પ્રસ્તાવના જેવું ગણવામાં બાધ નથી.

રા. રા. શાસ્ત્રીજી મૂળશંકર કેશવરામે આ ગ્રન્થમાં મને ઘણી મદદ કરી છે, તે માટે આ સ્થળે તેમનો આભાર માનવાની હું પવિત્ર ફરજ સમજું છું.

અનુવાદક.



# અનુક્રમણિકા.

# સ્વામીજીનું જીવનવૃત્તાન્ત.

[સ્વામીજીના પોતાના શબ્દોમાં.]

## બાળપણ-કૃષ્ણપ્રેમ.

કલકત્તાના એક ઘણા ઉચ્ચ બ્રાહ્મણ કુટુમ્બમાં મારો જન્મ થયેલો. આ કુટુમ્બમાં હાલના જમાનાના કેટલાક બુદ્ધિશાળી ને ધાર્મિક પુરુષો જન્મેલા. કેટલાક તો કલકત્તાની સમાજના નેતા હતા. જો કે મારા બાળપણમાં હું અન્ય દેવો પ્રત્યે ભાવ રાખતો, છતાં કૃષ્ણ પ્રત્યે મારો વિશેષ પ્રેમ હતો. હું એવું જાણતો કે કૃષ્ણ બધામાં સર્વોપરી ઈશ્વર છે. મોટા થયા પછી ધર્મ કે ઈશ્વર ઉપર મનન કરવાને મને તક મળેલી નહીં. મન પણ ભાગ્યેજ થયેલું. મારા કુટુમ્બના લગભગ બધાજ પરિજનોએ પાશ્ચાત્ય કેળવણી લીધેલી. છતાં મારા અંતરમાં મને લાગ્યાંજ કરતું કે મનુષ્યના કલ્યાણ માટે ધર્મ એ સર્વોપરી વસ્તુ છે. મારૂં હૃદય પણ એ ભાવથી ભરેલું હતું. મેં સાંભળ્યું હતું કે મારા દાદા તથા દાદી ચુસ્ત વૈષ્ણવ હતાં. એટલાજ માટે મને તેમની પ્રત્યે વિશેષ આદર ને ભાવ હતાં.

## છાપાં ને સાહિત્યનો શોખ.

મને ખબર નથી કે એ શી રીતે બન્યું. પણ હું દશબાર વર્ષનો થયો, તે વખતે છાપાં ને અંગ્રેજી સાહિત્ય તરફ મારો ભાવ ઘણોજ વધી પડયો હતો. ખરે, તે વખતે મારૂં અંગ્રેજી જ્ઞાન મારા વર્ગના કોઇ પણ વિદ્યાર્થી કરતાં ઘણું સારૂં હતું. હું ચુપકીથી મારા ઘરને ખુણેખોચરે ચાલ્યો જતો ને વર્ગ બહારનાં પુસ્તકો વાંચતો. તે પુસ્તકો એવાં અઘરાં હતાં, કે મારા સહા-

ઢયાચીઓ તો સમજી પણ ન શકે. હું ઇન્ડિયન ડેલી ન્યુસમાં પત્રો લખતો. મારૂં કુટુમ્બ આ પત્રનું ગ્રાહક હતું. ઘણા કાગળો તો કચરાપટ્ટીમાં જતા. એમ પણ બનતું કે કોક કોક સુધારા સાથે પ્રસિદ્ધ પણ થતો.

## તેરમે વર્ષે અસાધારણ મહત્વાકાંક્ષા.

તેરમે વર્ષે તો મારા પત્રો સુધારાયા વગર છપાવા લાગ્યા. એ જોઇ મને ઘણી નવાઈ લાગી. હું તો આનંદનો માર્યો ગાંડો ગાંડો થઇ જતો. આમ આટલી ટુંકી ઉમરે પણ દુનિયામાં એક ચુનંદામાં ચુનંદા પત્રકાર થવાની અભિલાષા મેં કેળવી. સાહિત્યના ક્ષેત્રમાં મારા આવા યત્નોનો સ્વીકાર થવા લાગ્યો ને સુધારા વગર મારા લેખોને પ્રસિદ્ધિ મળી, ત્યારે મને લાગ્યું કે મારી મુરાદ બર આવશે. પ્રસિદ્ધ થએલા મારા ઉભરા કાગળના ડુચા થઇ જાય ત્યાં લગી વારંવાર વાંચ્યાજ કરતો.

બુદ્ધિવાદના આ જમાનામાં મારા ઉગતા વિચારોને સ્થાન મળે, એ વિચારથી હું આનંદમાં ઝુલવા લાગ્યો. મેં કોક ઠેકાણે વાંચેલું કે વિદેહ થયેલો જહોન ડિલેન લંડન ટાઇમ્સનો જગવિખ્યાત તંત્રી હતો અને તેની પ્રતિભાને લીધે તેને "ગાજવનાર" નું ઉપનામ મળેલું. હું શાળામાં હાજર કરતાં ગેરહાજર વધારે રહેતો. આવે વખતે હું કલકત્તાના એક સાર્વજનિક પુસ્તકાલયમાં જતો અને જુની લંડન ટાઇમ્સની ફાઇલો ઉપરનો કચરો ખંખેરતો જહોન ડિલેનના અગ્રલેખો ઘણીજ ઉત્કટતાથી વાંચતો. એથી વિદ્વાન લાયબ્રેરિયનને કુતૂહલ ઉપજતું કે મેજ ઉપરનાં નવાં છાપાં મૂકી હું જુનામાં શું વાંચતો હોઇશ? મેં તેને કહ્યું કે હું જહોન ડિલેનના લેખોનો અભ્યાસ કરૂં છું. ત્યારથી તે મારી બાબતમાં એવો રસ લેવા લાગ્યો કે તેણે મને ગમે તે વાંચવાની પૂરી છૂટ આપી.

## છાપામાં મારૂં સાહસ.

છાપામાં લખવાનું કામ મેં ચાલુજ રાખ્યું. પછીથી તો તે વૃત્તિ એટલી બધી ખીલી કે ૨૨ મે વર્ષે મેં ઇન્ડિયન નામનું એક છાપું પ્રસિદ્ધ કર્યું. તે અલ્હાબાદમાં પ્રસિદ્ધ થયેલું. તેનું કદ આઠ પાનાનું હતું. ગ્રાહકોની અમુક સંખ્યા મુકરર થયેથી તે પ્રસિદ્ધ કરવામાં આવશે અને તે કેવા પ્રકારનું હશે, તે બતાવવા તે અંક એક નમુનારૂપેજ હતો. પહેલાં તો ગ્રાહકો હોયજ નહીં, એટલે મેં હિંદુસ્થાનના તમામ પત્રકારો તેમજ શહેરના આગેવાનો ઉપર તેની નકલો બીડી આપી.

બધાંજ છાપાંઓએ તેની સારી નોંધ લીધી. પાયોનિયર તેમજ ઇંગ્લિશમેન જેવાં પરદેશી છાપાંઓએ પણ તેનાં વખાણ કર્યાં. એથી મને ઘણી નવાઇ ઉપજી." "રાઇસ ને રૈયત" નામના છાપાના માજી તંત્રી દાકતર શંભુચંદ્ર મુકરજીએ તો તેમના છાપાનાં પૂરાં ચાર કોલમ ભરી ઠીક પ્રશંસા કરી, અને તેને ઠેઠ આકાશે ચઢાવ્યું. તેમને ખબર પણ નહીં હોય કે તેનો તંત્રી કોણ છે.

## લાહોર "ટ્રિબ્યુન" નો તંત્રી.

આ બધાથી હું હર્ષઘેલો બન્યો. પરિણામ એ આવ્યું કે તે વખતે આખા પંજાબમાં લાહોરનું ટ્રિબ્યુન નામનું પત્ર પ્રખ્યાત હતું. તેના માલેક સરદાર દયાલ સિંહે સારા પગારે તે પત્રના તંત્રી તરીકે મારી નિમણુંક કરનારો કાગળ લખ્યો. માગણીનો મેં તરતજ સ્વીકાર કર્યો; જો કે તે ભલા સરદારના મનમાં મારી છોટી ઉમર જોઇ, આ મોટા છાપાનું કામ હું કરી શકીશ કે કેમ, તે માટે શંકા આવેલી. થોડાજ વખતમાં મેં તેમને સંતોષ આપેલો.

## મારે હવે વધારે છૂટ જોઇતી હતી.

બે વર્ષ પર્યંત મેં ટ્રિબ્યુનમાં કામ કર્યું. મને લાગતું ગયું કે મને લખવાની સ્વતંત્રતા વધારે જોઇએ. તે છાપાની પુરાણી નીતિ મને પસંદ ન પડી. મારા શેઠની ઘણીજ નારાજી છતાં મારે તે જગા છોડવી પડી. મેં રાવલપિંડીમાં એક છાપાની જગા સ્વીકારી. તે છાપાનું નામ બદલી મેં પંજાબ ટાઇમ્સ રાખ્યું. તે છાપામાં હું પૂરતી છૂટથી લખવા લાગ્યો. આખા હિંદુસ્થાનમાં તેની ઠીક અસર થયેલી.

## પહેલું સામાજિક છાપું.

છતાં, મારી અભિલાષા તો કાર્યપ્રદેશનાં નવાં ને નવાં ક્ષેત્રો શોધતીજ રહી. થોડાજ વખતમાં મેં પંજાબ ટાઇમ્સને તિલાંજલિ આપી. કલકત્તે જઈ મેં થોડાજ મહિનામાં ગપ એન્ડ ગો-સિપ નામનું એક સામાજિક છાપું અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યું. આ છાપાએ વિચારોની સૃજનાત્મકશક્તિ માટે તેમજ ભાષાની ઉચ્ચ શૈલી માટે નામના મેળવી. તે એટલે સુધી કે અંગ્રેજી પત્રકારોને એ પણ ખબર ન રહી કે તેનો તંત્રી હિંદુસ્થાનનો વતની છે. તેઓ દર અઠવાડિએ તેનાં છૂટે હાથે વખાણ કરતા.

## મારી જીંદગીમાં દિશાફેર.

આ વખતે મારી જીંદગીમાં તેમજ મારી મહત્વાકાંક્ષાઓમાં જબરો પલટો થયો. એક પત્રકાર તરીકે મેં કંઈ અંશે નામના મેળવી હતી. છાપખાના તેમજ છાપામાંથી મને પૈસાની પણ ઠીક પ્રાપ્તિ થઇ હતી. મારી તંદુરસ્તી સારામાં સારી હતી. મારી વયે મેં એવી પ્રતિષ્ઠા સંપાદન કરેલી કે તેથી ઇર્ષ્યા ઉપજે તે સહેજ હતું. આમ છતાં એક દિવસે વિચાર કરતાં મને લાગ્યું કે હું અસુખી છું. મારી કને એવાં સાધનો હતાં જે મને સુખી બનાવી શકે, છતાં હું અસુખી હતો. અત્યારલગી તો એક પત્રકાર

તરીકે ઉચ્ચામાં ઉચ્ચા કેમ થવાય તેમાં મારા બધાજ ચિત્તનેજ રોકયું હતું. હવે હું તેને સુખની મૂળ શોધમાં રોકવા લાગ્યો.

## હિંદુધર્મ ને પાશ્ચાત્ય રીતરિવાજો.

મેં કેટલાંક ધાર્મિક પુસ્તકોનો પહેલવહેલોજ અભ્યાસ કર્યો. એ વાત ખરી છે કે આ બધો વખત મને હિંદુ ધર્મમાં, તેના રીત રિવાજોમાં તેમજ તેના જીવનના આદર્શમાં આદર સાથે ભાવ હતો. છતાં ધર્મનો અભ્યાસ કરવાનો અવકાશ હું મેળવી શકયો નહોતો. મારૂં બધું ચિત્ત અંગ્રેજી સાહિત્યના અભ્યાસમાં રોકાયેલું રહેતું. હું અંગ્રેજી પહેરવેશ પહેરતો. નખથી માથા સુધી હું પૂરેપૂરો અંગ્રેજી બની ગયો હતો. વિચારો અંગ્રેજીમાં કરતો. દરેક કાર્યમાં અંગ્રેજીનું અનુકરણ થતું. છતાં વિચિત્ર તો એ હતું કે જયારે જયારે હું મહોલ્લાઓમાં થઇને જતો, ત્યારે કાલિની કે કૃષ્ણની મૂર્તિ આગળ ઉભો ઉભો ખરા અંતઃકરણથી નીચો નમતો. આ માનવું અઘરૂં છે, છતાં તે સાચું છે.

## મને સુખનું મૂળ લાધ્યું.

ધાર્મિક ગ્રન્થોના અધ્યયનથી તેમજ સાધુ સંતોના સત્સંગથી—એમાં સ્વામી રામકૃષ્ણ પરમહંસ પણ હતા, મને માલુમ પડયું કે સુખ એ મનની સ્થિતિ છે. તે બહારની ઉંચામાં ઉંચી વસ્તુઓનો ઉપભોગ કરવાથી યાતો આન્તરમાંથી આત્મ ચૈતન્યના પ્રદેશમાંથી મળી શકે છે. બહારની વસ્તુઓને જે સુખ અધીન હોય તે પૂર્ણ હોઇ શકતું નથી; તે ક્ષણિક હોય છે. જયારે આન્તરમાંથી મેળવેલું સુખ કાયમી હોય છે, એટલુંજ નહીં, ભૌતિક સુખો કરતાં તેનો રસાનુભવ વધારે ઉન્નત અને આનંદદાયી હોય છે.

## આન્તરિક સુખ પાછળ મથન.

આવો ખુલાસો થતાં મેં આન્તરમાંથી સુખ મેળવવા ઠરાવ

કર્યો. સાધુ સંતોનો સત્સંગ મને કાંઇક રસ આપી શક્યો ખરો, પણ તે અલ્પ હતો. મારે તો કાયમી રસ જોઇતો હતો, કે જે સતત આન્તરમાંથી ઝર્યા કરે.

મને આવા આનંદની ક્ષુધા લાગી. ખરૂં જોતાં આખી દુનિયા એવા સુખની ભૂખી છે, એટલું કે તેને તે મેળવવાનો રસ્તો જડતો નથી. મેં તરતજ શોધી કાઢયું કે ગુરૂ વિના તે મળી શકશે નહીં. ગુરૂ મેળવવા મેં દૃઢ સંકલ્પ કર્યો, જરૂર પડે તો જીંદગીના ભોગે પણ.

### મારા "ગુરૂ"ની શોધમાં.

મારા હૃદય સાથે નક્કી કરી હું અયોધ્યા નજીકના પ્રદેશમાં જવા નીકળ્યો. મેં નિશ્ચય કર્યો હતો કે ત્યાં પહોંચ્યા કેડે જો મને મારા ગુરૂ ત્રણ દિવસની અંદર નહીં મળે તો મારે પવિત્ર સરજુમાં દેહને ફેંકી દેવી. મેં મારો સંકલ્પ બરાબર પાળ્યો હોત. પણ સાનંદાશ્ચર્ય મને મારા ગુરૂ પહેલેજ દિવસે મળ્યા. સરખી પિછાણવાળા એક મિત્રના ઘરમાં અમારા બન્નેની આંખો મળી; અમારાં હૃદય એક બીજાને વળગી પડયાં ને જાણે ઘણા લાંબા વિયોગ પછી તે મળ્યાં હોય, તેમ ફરીવારના સંયોગાનંદથી ઘડીભર ઝણઝણી રહ્યાં!

### મારો આધ્યાત્મિક વિકાસ.

ત્યાર પછી તો નિદ્રા કે ભોજનનો વખત બાદ કરતાં તેમનો પલ્લો હું છોડતોજ નહીં. એક દિવસે અડધા કલાકથી પણ ઓછા વખતમાં તેમણે મને સાંખ્યવાદનું રહસ્ય સમજાવ્યું. મારી આંખોનાં પડળ ઉઘડી ગયાં. જડ દુનિયા મારા આત્મા આગળથી ખસી ગઇ. સંન્યાસના ગૂઢ ભાવમાં મારો આત્મા લીન થયો. બાહ્ય દુનિયા તેના નવા રંગમાં રંગાયેલી ને નવા પ્રાણથી ચેતનમય લાગી. મારી આગળ પાછળની સર્વ વસ્તુઓ જાણે આ માયાવી જગતના આદિ કારણ ને તત્વરૂપ એવા એકજ તત્વની બનેલી હોય એમ દેખાવા લાગી.

## હું સંન્યાસી થયો.

તરતજ મેં દુનિયાનો ત્યાગ કર્યો. સંન્યાસી થયો, તેજ વખતથી મારી સઘળી દુન્યવી હયાતિ મારી સ્મૃતિમાંથી તદ્દન ભૂંસાઇ ગઇ.

આ વાતને બન્યે આજે વીસ વર્ષો થયાં. મારા ગત જીવનની આ મુખ્ય મુખ્ય હકીકતોની વિગત આપવા મારે મહેનત કરવી પડે છે. છેલ્લાં વીસ વર્ષની મારી દરેક પળ આનંદથી ભરપૂર ગઇ છે. કાળનો કે સ્થળનો બાધ મારા આનંદને નડયો નથી. હસતો હોઉં કે રડતો હોઉં, દુઃખમાં હોઉં કે માંદો, સદાયે તે આનંદ મારામાં સ્થિર રહ્યો છે. દુઃખમાં પણ તે આનંદનો અનુભવ તદ્દન વિસારે પડયો નથી.

## શ્રીકૃષ્ણનું દર્શન.

વેદાન્તનો—જ્ઞાનમાર્ગનો અભ્યાસ કરી મેં તે છોડી દીધો. મને તેનાથી સંતોષ ન થયો. મારે તો સાકાર પ્રભુ જોઇતો હતો. મને તે મળી ગયો છે. મારી ધ્યેયમૂર્તિ શ્રીકૃષ્ણની હતી. એથી મેં શ્રીચૈતન્યનો વૈષ્ણવવાદ ગ્રહણ કર્યો. અને કલ્પી શકું તેનાથી પણ અલ્પ કાળમાં હું મારા કૃષ્ણનાં દર્શન પામી શકયો. તેનાં દર્શન કરવા તેને પોકારતો, તેને માટે રડતો, ઠેઠ કલકત્તાથી વૃંદાવન સુધી એટલે ૮૦૦ માઇલ હું પગે ચાલતો પ્રથમની યાત્રાએ નીકળેલો.

## વૃંદાવન તરફ પ્રયાણ.

પ્રયાણકાળે આકાશમાં તેના સુંદર ત્રિભંગી સ્વરૂપે મને ઘણીવાર દર્શન દીધેલાં—અસંખ્ય બ્રહ્માંડો પ્રત્યે પ્રેમથી ઉભરાતાં અમિયાળાં તેનાં નયન કમળ હતાં; મયૂરપીચ્છનો તેનો મુગટ હતો; તેના હાથમાં વાંસળી હતી. તેમાંથી રણકતું આત્માનું સંગીત આખી પ્રકૃતિને ગણગણાવી મૂકતું ને મારા અણુ અણુને

આગાળી મૂકતું. તે અડધી મિનિટ દર્શન દે, પાછા દિવસોના દિવસ સુધી દેખાયજ નહીં. પણ મારો ઝૂરતો આત્મા તેને ફરીથી જોવા પામે, ત્યાં લગી તે દર્શન મને ટકાવી રાખતું.

વૃંદાવન પહોંચ્યા પછી મેં વૃંદાવનનો આત્મા જોયો. ૫૦૦૦ વર્ષ પહેલાંના જીવન તત્ત્વથી તે ચેતનમય હતું. આ વૃંદાવનની રજ ઉપર શ્રીકૃષ્ણનાં ચરણકમલ ચાલેલાં. તેની ઉપર જ તેણે તેની દૈવી લીલાઓ કરેલી. આજે ભક્તો તે દ્વારા તેમના હૃદયમાં પ્રેમનો વિકાસ કરી રહ્યા છે.

## અમેરિકા તરફ ગમન.

સંન્યાસ લીધા પછી મેં બાર વર્ષ હિંદુસ્થાનનાં પવિત્ર તીર્થોની યાત્રા કરવામાં, સંકીર્તન કરવામાં તથા ભાવિક ભક્તોને બોધ કરવામાં ગાળ્યાં. તે પૈકી છેલ્લાં બે વર્ષ તો હું વૃંદાવનમાં જ રહેલો. મારી ઈચ્છા તો એવી હતી કે, દૈવી પ્રેમથી ભરેલી અને પવિત્ર સાધુઓના સત્સમાગમવાળી તે જગામાંજ બાકીની જીંદગી ગાળવી.

એક દિવસે આગળ વધેલા ભક્તોની સાથે આખો દિવસ મેં પ્રભુપૂજામાં ગાળ્યો. રાત્રે મારી માળાને ભેરવી દીધી. અને વૃંદાવનની મધ્યમાં આવેલા રાધાકુંડની એક ઓરડીમાં કામળ ઉપર આડો પડયો. પડયો એવોજ પરમાનંદની સુષુપ્તિએ મને ઘેરી લીધો. મારી સૂક્ષ્મ આંખને તે આખો ઓરડો સોનેરી પ્રકાશથી ઝગમગતો લાગ્યો. તે પ્રકાશ એટલો તો વાસ્તવિક લાગતો હતો કે રખેને તે સ્વપ્ન હોય તેની ખાતરી કરવા મેં મારી આંખો સાહજિકપણે ઉઘાડી. આખો ઓરડો તે સોનેરી પ્રકાશથી ઝળકતો હતો. હું ઉઠયો ને બેઠો થયો. પ્રકાશ વધતો જતો હતો. તરતજ મારાં ચક્ષુ આગળ એક મુખાકૃતિ દેખાવા લાગી. આખું સ્વરૂપ દેખાવા લાગ્યું. તે મૂર્તિ શ્રીકૃષ્ણના પૂર્ણાવતાર શ્રીચૈતન્યની હતી. હું તે પ્રભુનો દાસાનુદાસ હતો; તેનેજ

મારા હૃદયના બધાજ બળથી ભજતો હતો. શ્રીચૈતન્યનું ગૌર અંગ, તેમનું મલકાતું મુખારવિંદ, તે બધું એટલું તો સુંદર હતું કે મારી આંખો ઘડીએ ઘડીએ બદલાતાં તેનાં લાલિત્યોને પીતાં પીતાં ત્યાંજ ચોંટી રહી. મને લાગ્યું કે મારા શરીરનો ભાર જતો રહ્યો છે. મારો દેહ જાણે તેના છિદ્રોમાંથી ફુટતાં સોનેરી કિરણોમાં તરતો હતો.

પ્રભુના હોઠ હાલ્યા. મને લાગ્યું કે તે કાંઇક બોલે છે. તે સંગીતમય ધ્વનિ પ્રત્યે મારા કાનને વાળતાં મેં સાંભળ્યું કે "પ્રિયવર, તારે ઠેઠ પશ્ચિમમાં—અમેરિકામાં જવાનું છે; ત્યાં શ્રીકૃષ્ણનું નામ ફેલાવજે. ભય રાખવાનું કાંઇજ કારણ નથી. તને મારી સોડમાં સુરક્ષિત રાખીશ. મારા હૃદયમાં લઇને રહીશ."

ધીરે ધીરે તે મૂર્તિ ઓગળી ગઇ. હું એટલો બધો આકર્ષિત બન્યો હતો કે એક શબ્દ બોલી ન શક્યો. આની પહેલાં દરિયો ઓળંગી પેલીપાર જવાનો કદીએ મેં સંકલ્પ કરેલો નહીં. વૃંદાવનની પવિત્ર ભૂમિમાં વૈષ્ણવ સાધુ તરીકે રહેવામાં મને સુખ ને સંતોષ ઉભય હતાં. પણ પ્રભુની ઇચ્છા જુદી હતી. અનિચ્છા છતાં મારા હૃદયના પ્રભુ પાસેથી આવેલી આજ્ઞાને મેં સ્વીકારી લીધી.

## પશ્ચિમ તરફ દરિયાઇ સફર.

બે મહિનામાં તો વ્હાલા હિંદને સલામી આપી હું રડતા ને દુઃખી હૃદયે દરિયાઇ સફરે નીકળ્યો. અમેરિકાની મુલાકાત લીધા પહેલાં થોડો વખત ફ્રાન્સમાં ને છ મહિના લંડનમાં થોભ્યો. મારા શ્રદ્ધાળુ શિષ્યે આપેલા પૈસા ઈંગ્લાંડમાંજ ખુટી ગયા. પણ પૂર્વ તેમજ પશ્ચિમ ઉભયનો પ્રભુ તો એકજ છે. તેણે તે અજાયબ રીતે પૂરા પાડયા. મેં મૂર્તિપૂજાના બચાવમાં એક લેખ લખ્યો. શહેનશાહ સપ્તમ એડવર્ડના રાજ્યાભિષેક પ્રસંગે જેપુરના મહારાજા લંડનમાં આવેલા. તેઓ મશ્કરીના ભોગ

થઇ પડયા હતા. એવું બન્યું હતું કે તેમણે પોતાની સાથે શ્રી ગોપાલજીની મુર્તિ રાખી હતી. મને તો ખાતરી હતી કે મારો લેખ લંડનના કોઇ પણ છાપામાં પ્રસિદ્ધ થવો અસંભવિત છે. મેં એક સારામાં સારા એવા વેસ્ટ મિનિસ્ટર ગેઝેટ નામના છાપામાં લેખ મોકલ્યો; કે જેથી તેને કચરા પેટીમાં દફનાવી દેવામાં આવે તોપણ, માન સાથે તેમ બને. મેં તે સવારના ચાર વાગે ટપાલમાં નાંખ્યો. દશ વાગે હું હેમ્પટન હિંદી સિપાઇની ટુકડી જોવા ગયો.

## મોટા અક્ષરો ને ભારે માન.

મોટરના આગળના ભાગમાં બેસી હું સાંજના ચાર વાગે પાછો ફરતો હતો. તેવામાં મેં મારા લેખનું મથાળું ને મારૂં નામ ગેઝેટનાં મોટા અક્ષરવાળાં પોસ્ટર્સમાં જોયાં. હું તરતજ ગાડીમાંથી ઉતરી પડ્યો. એક નકલ ખરીદી જોયું તો મારા લેખની આગળ પાછળ કિનારી છાપી તેને અગ્ર ભાગમાં પ્રસિદ્ધ કરેલો. ખરે, મને ઘણુંજ સારૂં લાગ્યું, હું આનંદમગ્ન બન્યો. તરતજ તંત્રીને મળવા ગયો. મારા વતનના ધર્મનો બચાવ કરવા માટે તેણે મને મુબારકબાદી આપી. એટલુંજ નહીં. સાથે ત્યાં ને ત્યાંજ પાંચ ગીનીનો એક ચેક આપ્યો. મને યથેચ્છ લેખો મોકલવાની વિનંતી પણ કરી. મેં લખ્યા પણ ખરા. હવે તો બીજાં પણ મોટાં છાપાઓ તરફથી મોટી રકમની માગણી સાથે નિમંત્રણો આવવા લાગ્યાં. તેમાં પણ મેં લેખો લખેલા.

## અમેરિકામાં શિષ્યોનું ભારે લશ્કર.

આ રીતે હું ખુશીથી બે મહિના રહી શકું તેટલી આવક પ્રાપ્ત થઇ. પણ હું પશ્ચિમમાં છાપાનો ધંધો કરી કમાવા નહોતો ગયો. તરતજ હું અમેરિકા તરફ રવાના થયો. ન્યુ યોર્ક પહોંચ્યો ત્યારે મારી કને ફક્ત એક પાંચ પાઉંડની નોટ ને થોડા

ડૉલર માત્ર હતાં. તેજ નોટ મારી પાસે પાછી ફરી છે. પ્રભુએ શરૂઆતથીજ તે દૂર દૂરના દેશમાં પણ મારી સંભાળ લીધેલી. ન્યુ યોર્ક હેરલ્ડ નામના છાપાની એક રવિવારની ખાસ પ્રતમાં મેં મારા ધાર્મિક અનુભવો પ્રસિદ્ધ થવા મોકલેલા. તે બદલ મને એક ઘણીજ ન માની શકાય તેવી મોટી રકમ આપવામાં આવેલી. તે લેખ જુદા જુદા પાંચ રંગોમાં છપાયો. હેરલ્ડની તે આવૃત્તિનું વેચાણ કદી પણ નહીં થયું હોય તેવું ૧૦,૦૦,૦૦૦ જેટલી નકલોનું થયેલું. એથી મારી અને મારા સંદેશાની જાહેરાત એટલી બધી થઇ કે સ્ત્રી અને પુરૂષ બન્ને જાતિમાંથી મુલાકાત આપનારાંની મારે ત્યાં ઠઠ જામવા લાગી. મેં જ્યારે ધાર્મિક શિક્ષણ આપવાનો વર્ગ કાઢયો ત્યારે ઘણા વિદ્યાર્થીઓ થયા. એથી તે શહેરની વસ્તીના મધ્યસ્થળે હું એક માટું ભવ્ય મકાન સારા ભાતામાં લઈ શક્યો.

## ખરા કાર્યનો આરંભ.

અહીં મેં મારા ખરા કાર્યનો આરંભ કર્યો. પ્રથમ તો હિંદુ ધર્મનું તત્ત્વજ્ઞાન સમજાવ્યું. શ્રીકૃષ્ણનો બોધ કર્યો. હું કયી દુનિયામાં છું, હું પશ્ચિમમાં, પૂર્વમાં, ઉત્તરમાં કે દક્ષિણમાં છું, તેનો મેં વિચાર ન કર્યો, તે વિચારની દરકાર સુદ્ધાં ન રાખી. મારા શ્રોતાજનો ધોળા કે ઘઉંવર્ણા છે, યાતો તેઓ ખ્રીસ્તધર્મ કે જયુ ધર્મ પાળે છે, યાતો તેઓ હિંદુ ધર્મને ચહાનારા કે નિંદનારા છે, એ જોવાની પણ મેં ચિન્તા ન કરી. શ્રોતાજનોના સ્થળનો કે પરિસ્થિતિઓનો અને બંધનોની કશી પણ ચિન્તા કર્યો વિણ હું મારા બધાજ આત્મબળથી બોલતો. મારી દઢ શ્રદ્ધામાંથી જન્મ પામેલી માન્યતાઓ હું એમને કહેતો. મને કહેતાં અચંબો થાય છે કે તેમના હૃદયમાં તે સુંસરી પ્રવેશ કરતી. દરેક પ્રસંગે જયારે હું મારૂં બોલવું બંધ કરતો, ત્યારે કોઇ

શકતો કે તેઓ મારા વિચારો ને ભાવોની યોગ્ય કદર કરી, મારી મુદ્દે ભક્તિભાવ પ્રદર્શિત કરતા. હવે તો તેઓ આગ્રહ કરવા લાગ્યા કે હિંદુ ધર્મને માર્ગે ને હિંદ ધર્મના વિચારો પ્રમાણે આત્મવિકાસ કેમ થાય, તેનું કાંઇક વ્યવહારિક શિક્ષણ તેમને મળવું જોઇએ.

તેમની આવી ધર્મજીજ્ઞાસાનો મેં તરતજ જવાબ વાળ્યો. જેવી રીતે હિંદુસ્થાનમાં દિક્ષા અપાય છે તેવીજ રીતે મંત્રો આપી હું તેમને પણ દિક્ષા આપવા લાગ્યો. મંત્રોમાં કેવી આધ્યાત્મિક શક્તિ રહેલી છે, તેનું ભાન તો કેવળ હિંદુસ્થાનનેજ છે; પશ્ચિમની દુનિયાને તે ન હોય. તેઓ મંત્રનો મન વડે જપ કરવા લાગ્યા. તેના પરિણામે તેઓને એવાં અજબ આંદોલનનો અનુભવ થવા લાગ્યો કે તેવો આનંદ તેઓએ કદીએ અગાઉ નહીં અનુભવેલો. એટલુંજ નહીં. તેમનાં મન ને શરીરમાં પણ સુધારો થયો. તેમના ચ્હેરા ઉપર એવી તો સુરખી આવી કે તેમના મિત્રોને પણ ખબર ન પડી કે એ ક્યાંથી ને કેવી રીતે આવી.

## શિષ્યોની સંખ્યા વધી.

જ્યારે હું હિંદમાં હતો ત્યારે મને લાગતું કે કોઇ હિંદુ એ પશ્ચિમની દુનિયાને ધર્મનું શિક્ષણ આપવાની જરૂર છે. તે શિક્ષણમાં વેદના અદ્વિતીય સનાતન સત્યોનોજ કેવળ સમાવેશ થવો જોઇએ નહીં. તેમાં ઘણા વખતથી પ્રવર્તમાન થયેલી મૂર્તિપૂજાના સત્યનો પણ સમાવેશ થાય. આમ થાય તો હિંદનું તાત્વિક, આધ્યાત્મિક ને ધાર્મિક ચેતન ઘણા પ્રાશ્ચાત્ય આત્માઓમાં પણ જાગૃત કરી શકાય. આ વિચાર કેવો સાચો હતો તેની પ્રતીતિ હવે મને થવા લાગી.

### ક્રાઇસ્ટ ને કૃષ્ણ.

મહિનાઓ પસાર થતા ગયા તેમ તેમ મારા શિષ્યોની સંખ્યા વધતી ગઇ. શ્રીકૃષ્ણના બોધથી શ્રોતાજનોનાં તેમજ શિષ્યોનાં મન પ્રકાશિત થવા લાગ્યાં. તેમાંના ઘણાખરા તો જીસસ ક્રાઇસ્ટને માનતાજ નહોતા. શ્રીકૃષ્ણ બોધની એ અસર થઇ કે ચુસ્ત ખ્રીસ્તી ધર્મના પંથીઓ કરતાં પણ તેઓ ક્રાઇસ્ટને વધારે પ્રેમથી ચાહવા લાગ્યા. ઘણા ઢોંગી ખ્રીસ્તો તો ક્રાઇસ્ટને મહાન ને તારક તરીકે માનવાની ખાતરજ માનતા. તેમણે તેને તારક તરીકે સ્વીકારેલો હોય તો તે એટલા માટે કે તેમને તેવું કહેવામાં આવેલું. પણ મારાં ધાર્મિક વ્યાખ્યાનોમાં નાઝેરિનના સ્વરૂપનો સ્પષ્ટ ખુલાસો આપવામાં આવતો. એથી ક્રાઇસ્ટ એ શું છે, એ મારા શિષ્યો સમજતા થયા. હવે તેઓ ક્રાઇસ્ટ પ્રત્યે કેવળ બુદ્ધિ કે હૃદયના આદરભાવથીજ નહીં, પરંતુ એક પૌરસ્ત્ય પરમાત્મા પ્રત્યે જે ભક્તિભાવ દર્શાવે છે, તેવો ભાવ તેઓ બતાવવા લાગ્યા.

### બોસ્ટનમાં નિમન્ત્રણ.

તેવામાં બોસ્ટનમાં આન્તરરાષ્ટ્રીય શાંતિ પરિષદની બેઠક ભરાવાની હતી. તેમાં મને નિમન્ત્રણ આવ્યું. હિંદુસ્થાન તરફથી મને તે પરિષદનો ઉપપ્રમુખ નીમવામાં આવ્યો. આભાર દર્શાવનારા મારા ટુંકા ભાષણમાં મેં હાલના જમાનાની સંસ્કૃતિ સામે હુમલો કર્યો ને જણાવ્યું કે તે અમારી પ્રાચીન સંસ્કૃતિનો પાયો ઉખેડી નાંખે તેવી છે. સુધરેલા લોકોની બનેલી તે ૫૦૦૦ ની સભાએ મારા ભાષણને સારો આવકાર આપ્યો. નવું વાક્ય શરૂ કરું તે પહેલાં તો તેમની તાલિઓના રોકાણથી મારે ઘડીએ ઘડીએ થોભવું પડતું. મારું ભાષણ અમેરિકાના તમામ અગ્રગણ્ય છાપામાં પ્રસિદ્ધ થયું. હું સર્વ સ્થળે જાણીતો થયો. બોસ્ટન

વાસીઓએ મને જવાની રજા પણ ન આપી. મેં ન્યુ યોર્કમાંથી બોસ્ટનમાં મુકામ બદલ્યો. અહીં મેં એક વર્ષ સુધી ભાષણો આપ્યાં. વર્ગો પણ ચલાવ્યા.

## લોસ એન્જેલિસ તરફથી નિમન્ત્રણ.

પૂર્વ ને મધ્ય અમેરિકામાં થઈમેં અત્યાર સુધીમાં ૩૦૦૦ શિષ્યો બનાવ્યા હશે. નિમન્ત્રણથી પણ મેં ઘણાં બીજાં શહેરોમાં ભાષણો આપેલાં. પછીથી લોસ એન્જેલિસ તરફથી મને નિમન્ત્રણ મળ્યું.

અમેરિકાના તે શહેરમાં ધર્મોની પાર્લામેન્ટ ભરાવાની હતી. પાસિફિક મહાસાગરના કિનારે આવેલું લોસ એન્જેલિસ સાઉથ કેલિફોર્નિઆની રાજધાનીનું શહેર છે. તેનાથી ૧૪ મૈલ દૂર આ શહેર એક મહિનામાં બાંધવામાં આવેલું.

મેં અહીં એક મહિના સુધી ભાષણો આપ્યાં ને સેંકડો શિષ્યો કર્યા. આ વખતે મારા શ્રીકૃષ્ણ નામના પુસ્તકની પ્રસિદ્ધિને એક વર્ષ થઇ ચૂક્યું હતું. તેણે હજારો મનુષ્યના હૃદયમાં શ્રીકૃષ્ણ વિશે શ્રદ્ધા ઉત્પન્ન કરી હતી. લોસ એન્જેલિસના લોકોની એવી ઇચ્છા હતી કે મારે ત્યાંજ મુકામ કરવો. આખા અમેરિકાના બધા શહેરોમાં તે સુંદરમાં સુંદર હતું. એટલુંજ નહીં. ત્યાંની આબોહવા પણ હિંદની આબોહવાને મળતી હતી. મેં મારો મુકામ ત્યાં ફેરવ્યો.

## શ્રીકૃષ્ણાશ્રમ ને મંદિર.

મારા મનમાં એવી તીવ્ર અભિલાષા હતી કે અમેરિકાના વૈષ્ણવો માટે એક શ્રીકૃષ્ણાશ્રમ સ્થાપવું ને સાથે સાથે શ્રીરાધાકૃષ્ણનું તેમજ શ્રીચૈતન્યનું એક મંદિર પણ બંધાવવું. આ અભિલાષને મેં આ સ્થળે મૂર્તિમંત કર્યો. અહીં હિંદુશાસ્ત્રોની કથા સાંભળવા તથા હિંદી ઢબ પ્રમાણે સંધ્યા આરતિ કરવા મારા શિષ્યો આવતા. પૂજા પણ હિંદુ વિધિ પ્રમાણેજ થતી.

મારી સૌથી મોટામાં મોટી તો એ પ્રાર્થના હતી કે સુધારાના શિખરે પહોંચેલી પ્રજા માટે અને માત્ર નામના ખ્રીસ્તીઓ-ની વચ્ચે મારા પ્રભુનું મંદિર બંધાય, ને ત્યાં આર્યભક્તિમાં જે દીનતા જોવામાં આવે છે, તેવી દીનતા વડે તેની આગળ સાષ્ટાંગ દંડવત થાય. પ્રભુએ મારી પ્રાર્થનાને આ પ્રમાણે પૂરી પાડી. લાઈટ ઓફ ઇન્ડિયા નામનું માસિક પણ અહીંથીજ પ્રસિદ્ધ થયેલું. મારી મારફત અગર તો મારા પુસ્તક દ્વારા જે હજારો હૃદયો કૃષ્ણચેતનાની જાગૃતિ વગર રહ્યાં હશે, તેમની સેવા આ માસિકે કરી.

## આરામ ને હિંદ તરફ પ્રયાણ.

આ પ્રમાણે પાંચ વર્ષમાં મેં ૫૦૦૦ શિષ્યો કર્યા. તેઓ અંતઃકરણની ખરી ભક્તિ વડે ને વિધિપૂર્વક શ્રીકૃષ્ણની બરાબર પૂજા કરતા. એવા પણ હજારો માણસો હશે, જેઓ મારા પુસ્તકમાં કે ભાષણોમાં પ્રતિપાદન કરેલાં હિંદનાં તાત્વિક સત્યો પ્રમાણે તેમની જીંદગી પસાર કરવાનો યત્ન કરતાં હશે.

અમેરિકાના મારા નિવાસ દરમિયાન હું સવારના ૮ થી તે રાતના બાર સુધી દરરોજ કામ કરતો. મને આરામની ઘણીજ જરૂર હતી. મેં જોયું કે અમેરિકામાં મને આરામ નહીંજ મળી શકે. દિવસે દિવસે મારા વખત ને કામ ઉપર આક્રમણો વધ્યાંજ જતાં. વળી મને એવી પણ અભિલાષા હતી કે મારે વતનમાં થોડો વખત જઇ આવવું. મને કહેતાં નવાઇ થાય છે કે શ્રી-કૃષ્ણાશ્રમની હવા જાણે પવિત્ર વૃંદાવનનીજ હવા હોય તેવી લાગતી. આમ છતાં હિંદની પવિત્ર ભૂમિનો સ્પર્શ કરવાની મારી ઇચ્છા હતી અને હું પાછો ફર્યો. મારા શિષ્યો ને મિત્રોએ મારા વિયોગથી આક્રંદ કર્યું, નિસાસા નાંખ્યા ને રડયા. તેઓએ મારી વિદાય-ગીરીના માનમાં ભવ્ય મેળાવડો ભરેલો. તેમાં લોસ એન્જેલિસના ખ્રીસ્ત પાદરી રેવરન્ડ બેન્જામિન મિલ્સ પ્રમુખસ્થાને હતા.

મારો સંદેશો તે પ્રભુનોજ સંદેશો હતો. પ્રભુએજ મારા ને મારા શિષ્યો દ્વારા તેને ગતિ આપી.

ત્યાંથી પાછા ફર્યા કેડે મારી ઉપર અમેરિકાથી મારા શિષ્યોના સેંકડો પત્રો મળ્યા છે. તેઓ લખે છે કે શ્રીકૃષ્ણનો ધર્મ દૂર ને દૂર ફેલાતો જાય છે. એટલુંજ નહીં. જે જે સત્યોનો બોધ મેં અગર મારા ગ્રન્થે કરેલો છે, તે બીજા ધર્મોમાં તેમજ ખ્રીસ્તી ધર્મની દુનિયામાં પણ દાખલ થવા લાગ્યાં છે.

## કેવળ ધર્મનો અંત.

મને ખાતરી છે કે થોડા વખતમાં ઘણા પાશ્ચાત્યો થોડે ઘણે અંશે અંદરથી હિંદુ થશે. પશ્ચિમનાં આત્મભૂખ્યાં માણસો બે પ્રકારના અગ્નિ વચ્ચે સીજાય છેઃ એક તો હાલનો વિજ્ઞાની જડવાદ ને બીજો દેવળવાદનો સુકો આચારવાદ. તેઓ હવે સમજવા લાગ્યા છે કે હિંદના ધાર્મિક પ્રચારકો તેમના તરસ્યા આત્માઓમાં આધ્યામિક જીવનનું જે અમૃત રેડી રહ્યા છે, તે જીંદગીની મોટામાં મોટી બક્ષીસ છે. ધર્મ ને પ્રેમની આ ભૂમિમાંથી જેટલા વધારે પ્રચારકો જાય તેટલું વધારે સારૂં. પણ એ પ્રચારકો એવા હોવા જોઇએ, જેમણે પરાત્વર સત્યોની સ્વાનુભાવથી પ્રતીતિ મેળવી હોય. આમ નહીં બને તો પરિણામ એ આવશે કે પ્રભુએ મારા તથા સ્વામી વિવેકાનંદના અથાગ પ્રયત્નો ને કાર્યો દ્વારા અમારા કિંચિત્ કાર્યને પુષ્ટિ આપી છે, તે બગડી જશે. ત્યાં તો કેવળ સંન્યાસીઓએજ જવું, એવા સંન્યાસીઓ જેઓ ત્યાગી હોય. તેઓ એવા હોવા જોઇએ કે અમેરિકાની આકર્ષક મોહિની સામે ટકી શકે, એટલુંજ નહીં પણ તે જડવાદના પ્રચંડ મોજામાં પણ પવિત્ર હિંદના જેવું આધ્યાત્મિક વાતાવરણ ઉત્પન્ન કરી શકે.

× × × × ×

## આદર્શોને જીવંત રાખો ને આપણે સહિસલામત છીએ.

હિંદ ઇગ્લાંડને આધીન છે. તેનો દરજ્જો એક સંસ્થાન જેવો પણ નથી. આપણા હાલના રાજાઓ આપણા હિંદીઓને સમજતા નથી. આપણા આન્તરિક જીવનનો ઝીણો અભ્યાસ કરવાની, તેની વિચારદિશા જાણવાની, કે મનનાં વલણો પિછાનવાની સુદ્ધાં તેમણે દરકાર કરી નથી. ઇશ્વરનો ઉપકાર માનો કે તેઓ હાલ કાંઇક કાંઇક વિચાર કરતા થયા છે. અત્યાર સુધીમાં તો કેવળ ભૌતિક શિક્ષણ આપી તેઓએ આપણા યુવકોમાં બળવાખોર વિચારોનાં બીજ વાવ્યાં છે. તેઓ તેનાં ફળ ચાખી રહ્યા છે. આવી ધાર્મિક ચૈતન્યવાળી ઉચ્ચ પ્રજાને એવી જાતની કેળવણી આપવી તે કેટલું દુષિત છે, તે હવે દેખાય છે. તેમની એ ભૂલ સુધારવાનો હવે વખત આવી પહોંચ્યો છે. હિંદમાતાને કેવળ બાહ્ય દૃષ્ટિથી એટલે અર્થશાસ્ત્ર ને રાજ્યનીતિના વણાટથી બનેલી તેની બાહ્ય ચામડીને પૂજનાર નહીં, પણ જેનામાં સ્વદેશનો ખરો ધાર્મિક, તાત્વિક, સામાજિક, ને કૌટુમ્બિક એવો સનાતન આત્મા જાગૃત થયો હોય, એવા દેશભક્તોની જરૂર છે. આવા દેશભક્તો દેશની કેટલી દોલત લૂટાઇ જાય છે કે કેટલા માણસો ભૂખે મરે છે તેની દરકાર ધાર્મિક ચૈતન્યના ભોગે નહીં કરે. હિંદીઓ કોતરોમાં રહે કે એકજ વખત ખાઇ જીવે તેના કરતાં આ વાત ઓછી મહત્વની નથી. આપણે આપણા વેદો, પુરાણો, સ્મૃતિઓ, દર્શનો, વ્હાલાં રામાયણ ને મહાભારત કાયમ રાખીએ; આપણા પ્રાચીન ઋષિમુનિઓ જે સાચા પ્રકાશને ભજતા તેના વડે આપણી ચેતનાને જાગૃત કરીએ; આપણા રીતરિવાજો પણ જાળવી રાખીએ; તો પછી આપણે આજે શું ખાધું કે કાલે શું ખાઈશું તેની દરકાર નહીં કરીએ. આપણી આધ્યાત્મિકતાજ આપણી ધરતીમાં કસ લાવશે; અને

જમીન એવી તો ભીનાશવાળી થશે કે પુષ્કળ ફળદ્રુપ બનશે. આપણે વિશ્વના ગુરૂપદે છીએ. આપણે આ બે વાતને સંભાળી લઇએ, ને આપણા દ્વારા ટકાવી રાખીએ, તો રાજ્યનૈતિક હોદ્દો આપણને વિશ્વમાં જેટલે ઉચ્ચે લઇ જાય તેના કરતાં તે આપણને વધારે ઉચ્ચે લઇ જશે. આધ્યાત્મિક સાધુ મટી રાજનૈતિક શૂદ્રો બનવું, તે તો આ માનસિક ભૂખના અંધારામાં પણ એક આપત્તિ-રૂપ ગણાય. પ્રભુ ચૈતન્યનું શરણ આપણે સ્વીકારીએ અને બધું બરાબર થઇ જશે. એને આધારેજ મનુષ્ય જાતિની આદિ પ્રજા તરીકે આપણે અદ્યાપિ ટકી રહ્યા છીએ.



# આગિયાનો બ્રહ્મબોધ.

હું આગિયા ઉપર વિચાર કરતો હતો. આગિયાનું શરીર ને તેની પાંખો જાડા કાચની બનેલી હોય તેમ પારદર્શક જણાય છે. આ આગિયો વંદામાં એક જાતનો ચમત્કાર કરે છે. ઉડતાં ઉડતાં કે પૃથ્વીપર ચાલતી વેળા કેટલીકવાર વંદાને પેટ ઘસતું ભાળતાં, તે તેની તરફ ધારી ધારીને જુએ છે, ને વંદાની આંખો તેના ઉપર ચોંટી રહે તેવી રીતે તેની ચળકતી આંખો વડે નીહાળતો તે તેની આગળ ઉભો રહે છે. આમ થતાં વંદો એકદમ સ્તબ્ધ બની જાય છે, જાણે કોઈ ચમત્કાર થયો હોયને! તે તેના આતથિ પ્રત્યે ભય ને અચંબા સહિત જોઇ રહે છે; તેને ભય ને અચંબો આગિયાના સૌંદર્યથી થાય છે કે કેમ, તે તો તે એકલો કે પરમાત્મા જાણે.

પણ એટલી વાત સાચી કે આ બન્ને જંતુઓનો મેળાપ ઘણો ચમત્કારી નીવડે છે. આગિયો થોડા વખત પછી ઉડી જાય છે, પણ વંદો આગિયાએ ઉત્પન્ન કરેલી શીતળ અસરથી મરણતોલ પડી રહે છે. આવી દશામાં તે દિવસોના દિવસ સુધી રહે છે. પછી ધીરે ધીરે તેની પાંખો પહેલાં તો બહારથી ને પછી અંદરથી એન ખરી પડે છે. આથી તે શરીરના અંદરના ભાગ જેવડો નાનો બની જાય છે.

ચમત્કાર ત્યાર પછી શરૂ થાય છે. થોડા વખતમાં તો વંદાના શરીરનો રંગ ને આકાર બદલાવા માંડે છે અને આખરે તેની પાંખો વગેરે બધું આગિયા જેવું બને છે, ને પછી તે ઉડી જાય છે.

એક હોંશીઆર, બુદ્ધિશાળી ને ગુણગ્રાહીને આ એક નાના જીવડાના રૂપાન્તરનો કિસ્સો કેવા કેવા સૂક્ષ્મ ને આધ્યાત્મિક પાઠો શીખવે? તત્વજ્ઞાનીઓનો ખુલાસો આ પ્રમાણે છે. કોઇ પણ વિષયનું ઉંડું ચિંતન કરનાર તેમાં લય પામે છે ને તેના ગુણોને ગ્રહણ કરે છે. એકાગ્રપણે ધ્યાન ધરવાથી અજાણતાં પણ રૂપમાં કેવો ફેરફાર થાય છે તેનો વ્યવહારૂ ને સચોટ દાખલો વંદો પૂરો પાડે છે. વંદો એક ચિત્તથી આગિયાનું ધ્યાન કરતો હોવો જોઇએ, તે એ ઉપરથી સમજાય છે કે આગિયાની દૃષ્ટિનો મેળાપ થતાં, તે દિવસોના દિવસો સુધી એમનો એમ પડી રહે છે. વળી વંદાના ચિત્ત ઉપર આગિયા સિવાય બીજા કશાંની અસર ન હોવી જોઇએ, તે એ ઉપરથી જણાય છે, કે વંદાનાં રૂપ રંગ આગિયા જેવાંજ થાય છે. આમ આગિયા સાથે તાદાત્મ્ય અનુભવતાં વંદો તેની ચેતનામાં, તેના ગુણોમાં, તેના વ્યક્તિત્વમાં લય પામેલો; જો એમ ન હોત તો તે કદીએ સંપૂર્ણપણે આગિયો થયો ન હોત. હિંદુ સુત્ર "યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ" તથા કાર્લાઇલનું વચનામૃત "માણસ જેવું વિચારે છે તેવો તે છે," તેના સત્યની પૂરેપૂરી ખાતરી કરવા આ કેવી સાબીતી છે? કેવો સચોટ દાખલો છે!

આગિયાના સૌંદર્યતેજથી અંજાઈ ગયેલો, ઝંખવાણો પડી ગએલો વંદો શું આગિયાનું એકાગ્રતાથી ધ્યાન કરે છે? એવું નથી. ખરૂં જોતાં, બીકના વિચારથી તે આગિયાનું ધ્યાન ધરવા દોરાય છે, એમ ભાસે છે: ઘણી વેળાયે તો વંદો આગિયાને જોતો નથી તેટલામાં તો તે ઉડી જાય છે. જો આગિયો તેની પાછળ પાછળ જુએ છે તો વંદો નજીકના કોઈ બાકામાં ભરાઈ જાય છે, અથવા તો તેની આંખ આગળથી બીજી બાજુએ જોવાના ચાળા કરે છે. પણ આગિયાની આકર્ષક અસર એટલી બધી હોય છે કે વંદાને સ્થિર ઉભા રહેવાની જરૂર પડે છે. પછી તે તેની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ મેળવે છે. પરિણામ ઉપર બતાવ્યું તેવું આવે છે.

આ ઉપરથી આપણને એક બીજું સત્ય જડે છે: આપણે પ્રેમ અગર ભય દ્વારા ઊંડું ચિંતન કરીએ તો તેના ગુણ ને રૂપમાં લય થઇએ. હિંદુશાસ્ત્ર મુજબ તો પ્રેમ કરતાં તિરસ્કારની લાગણીથી એકાગ્રતા વધારે પ્રમાણમાં સિદ્ધ થાય છે. સાદી ભાષામાં કહીએ તો: આપણે આપણા મિત્રો કરતાં દુશ્મનોનો વધારે વિચાર કરીએ છીએ. ઇર્ષ્યા એ તિરસ્કારનું જ રૂપ છે, અણવિકસ્યા પ્રેમ કરતાં આપણા આત્મા ઉપર તેની અસર વધારે જલદી ને સચોટ થાય છે. પ્રેમને વિકાસ પામતાં વધારે વખત જાય છે.

આગિયા ને વંદાનો દાખલો આપી હું એવું સિદ્ધ કરવા મથું છું કે સતત અનન્યપણે ચિંતન કરવાથી મનુષ્યો કાંતો દેવ જેવાં કે કાંતો દૈત્ય જેવાં બને છે. દૈત્ય જેવાં

થવું એ આપણને લાભકારી નજ હોઈ શકે, ખાસ કરીને એટલા સારૂ કે આપણું સ્વાભાવિક વલણ સુખી થવાનું હોય છે. સુર સુખી હોતો નથી કારણ કે તે વિષમ ભાવોથી ભરેલો હોય છે. તે તેના અનુયાયીઓને બદલામાં વિષમતા આપે છે. મેં અસુર શબ્દ જાણી જોઈને વાપર્યો છે, નહીંતર "માયા" શબ્દ વાપરત. કારણ માયા એટલે પ્રકૃતિની મૂળ શક્તિરૂપ પ્રેમ–જેનો મુખ્ય ગુણ અખંડ સુખ છે, તેનું અજ્ઞાન. આવું સુખ મેળવવા આપણે જીંદગીભર મથીએ છીએ. એ સત્યસ્વરૂપ–પ્રેમસ્વરૂપ–પરમાત્મા કે જે રહસ્યરૂપ છે, જે અમૂર્ત દેવતા છે, જે સૃષ્ટિનો ઈશ્વર છે, તેજ સતસ્વરૂપ પ્રભુ પોતે છે.

વંદાની પેઠે આપણે જો અનન્યપણે તેવા ઈશ્વરનું ધ્યાન ધરીએ, તો વખત જતાં તેના તત્વ ને ગુણોમાં આપણે લય પામીએ, તેના જેવા થઇએ, ને આલોકમાં તેમજ દૈવીલોકમાં ગતિ કરી, આખરે પરમતત્વમાં નિમગ્ન થઈએ.

પણ આ જડ જમાનામાં આપણે હજારો વસ્તુઓના ભાર નીચે કચરાઈ રહ્યા છીએ ને તેની ગડમથલમાં એવા તો ગુંથાઈ રહ્યા છીએ કે આપણને પરમાત્માનું ચિંતન કરવા નથી મળતી મનની સ્થિરતા કે નથી મળતો ફુરસદનો વખત. દુનિયાદારીના ધંધામાંથી જેટલો અવકાશ બચાવી શકાય તેટલો વખત પણ તેનુ પ્રેમપૂર્વક ચિંતન કરવું એ ઠીક છે, દરરોજ તેમ કરવાથી થોડે ઘણે અંશે પણ પરમાત્મચેતના આવશે. પછી ઘડપણમાં આપણે કાંઈક વધારે પ્રમાણમાં

તેનું ધ્યાન કરી શકીશું ને વધારે અવકાશ મેળવી શકીશું. જેથી દેહ પડે તે અગાઉ પરમાત્મા પ્રત્યેના આપણા પ્રેમનો સારી પેઠે વિકાસ કરી, આપણને પુનર્જન્મ લેવાની જરૂર નહિ રહે, અને આપણે ઉંચા પરલોકો યાતો પરમાત્મા ધામ પામી શકીશું.

આપણે જોયું કે એક વિચાર માત્રની ક્રિયાથી વંદો આગિયાના રૂપમાં બદલાઇ જાય છે. આ બનાવથી હિંદુશાસ્ત્રની યોગપદ્ધતિ સાબિત થાય છે. આ યોગસાધનાથી સૂક્ષ્મ તેમજ આધ્યાત્મિક શક્તિઓ વિકાસ પામે છે ને તેનાથી માણસો બીજાં માણસો કે પશુનાં રૂપો ધારણ કરી શકે છે. દરેક દેશના ઈતિહાસમાં આવા દાખલા બન્યાનું છે. આ જમાનામાં પણ માણસો મનની શક્તિઓ કેવી અગાધ છે તેનો અભ્યાસ કરે તો, તેઓ પણ તેમના નિયમોનું જ્ઞાન મેળવી શકે, ને પછી એકચિત્તવૃત્ત થઈ જાણી શકે, કે મનનાં બળોને કેવી રીતે કેન્દ્રસ્થ કરી શકાય છે, અને તેના શાસ્ત્રીય નિયમો શા શા છે.



# આપણી કાગદષ્ટિ.



જોતી વેળા કાગડો તેની આંખોનો કેવી રીતે ઉપયોગ કરે છે તે તમે જોયું છે ? તે જે બાજુએ જુએ છે તેજ બાજુએ તેની ડોક ને આંખ ફેરવે છે ને ફક્ત તેજ દિશામાં જુએ છે. એક બાજુએ જુએ છે ત્યારે તેજ વખતે બીજી બાજુએ તે કાંઇ પણ જોઇ શકતો નથી. તે ઉપરથી સાબિત થાય છે કે તેને બીજી બાજુએ જોવાનું હોય તો તેમ કરવા તેને ઝટ તેની આંખ તે તરફ ફેરવવી પડે છે. જમીન પર કુદતી વેળાએ કે ઝાડ ઉપર બેસતી વેળાએ બધો વખત તે તેની ડોક ને આંખ આસપાસનો દેખાવ જોવા આમ તેમ દરેક ક્ષણે ક્ષણે ફેરવ્યાં કરે છે. કાગડાને આમ કરવાનું કારણ વેદમાં જણાવવામાં આવ્યું છે. માણસ અને બીજાં સર્વ પ્રકારનાં પ્રાણીઓથી ઉલટું કાગડાને દૃષ્ટિ એક ને આંખો બે હોય છે. આને લીધેજ જ્યારે કાગડો એક તરફ જુએ છે ત્યારે બીજી બાજુએ કશુંજ જોઈ શકતો નથી. દૃષ્ટિ એકજ હોવાથી તે એકી વખતે બે આંખો વાપરી શકતો નથી.

એક કીડાની દશામાંથી કોશેટામાં તેના મોંના રેશમી તંતુઓ વડે વીંટાઈ, તે કેવી રીતે ખુલ્લા ને સ્વતંત્ર પતંગિયા તરીકે વિકાસ પામે છે, અને તેની એ વિકાસક્રિયા

ઉપરથી માણસે શો ધડો લેવાનો છે, તે વિષે પતંગિયા ઉપર લખતાં મેં કહ્યું છે. પતંગીઉં સુંદર રંગ ને આકારને લીધે ઘણુંજ મનોહર લાગે છે. બધાં જંતુઓમાં તે ઘણું પવિત્ર છે. મધ ને ઝાકળ ઉપર જીવતું હોવાથી સૌ કરતાં તેનામાં ચોખ્ખાઇ વધારે હોય છે.

કાગડો તેનાથી જુદા પ્રકારનો છે. તે કઢંગો જંતુ છે. સારા દેખાવનો તો નથીજ હોતો. ગંદી ને સુડદાલ વસ્તુઓ ઉપર તે જીવે છે છતાં તેની બનાવટમાં એક એવું અંગ રહેલું છે કે તે ઉપરથી આપણે એક મોટો ધડો લઇ શકીએ. ખરે, આપણી બુદ્ધિ તીક્ષ્ણ હોય ને આપણી દૃષ્ટિ સ્પષ્ટ હોય, તો જીવનરૂપ પ્રકૃતિની નાનામાં નાની, ક્ષુદ્રમાં ક્ષુદ્ર, ને ગંદામાં ગંદી પેદાશમાંથી પણ આપણે જ્ઞાનનો પાઠ શીખી શકીએ.

મેં ઘણી વેળાએ કહ્યું છે કે માણસમાં મન એ ઇન્દ્રિયોનો રાજા છે. મન ઇન્દ્રિયોના વિષયોથી દૂર હોય, તો ઇન્દ્રિયો વિષયોનો અનુભવ લઈ શકતી નથી. આપણી પાસે હાજર ન હોય એવા કોઈ વિષય ઉપર આપણું મન એકાગ્ર થાય તો જોવા છતાં આંખો જોતી નથી, સાંભળવા છતાં કાન સાંભળતા નથી, એવું દરેક ઇન્દ્રિયની બાબતમાં બને છે. એટલે કે બધી ઇન્દ્રિયો ઉપર સામ્રાજ્ય ભોગવતી એવી એક ઇન્દ્રિય તે મન છે. આપણે મનની આંખો વડે—મનના કાનો વડે જોઇએ કે સાંભળીએ છીએ. જો સ્થૂળ આંખો જોડે મનોદૃષ્ટિ કામ ન કરતી હોય તો આંખો હોય તે ન હોવા જેવી છે. એટલે ખરૂં જોતાં કાગડાની પેઠે આપણે આંખો બે ને દૃષ્ટિ એક છે; આંખો તો કેવળ મનની આંખને

જોવા માટેની પ્રણાલીઓ છે. જો મનની દૃષ્ટિ તેની એક આંખે જોતી હોય તો બીજી આંખ તેની તરફ કાંઇ પણ જોઈ શકતી નથી. ખરૂં જોતાં મનજ જોઇ શકે છે. એટલા માટે શેકસપીઅર કહે છે કે:–

"પ્રેમ આંખો વડે નહીં, પણ મન વડે જુએ છે;
અને તેટલા માટે કામદેવને આંધળો ચિતરેલો છે."

મન જે તત્વનું બનેલું છે, તેજ તત્વની આ દુનિયા બનેલી છે. તે કેવળ મનથીજ દેખી શકાય છે. એક વ્યક્તિ તરીકે તો મન વડે જે કાંઈ દેખાય નહીં, તે નથી. શાસ્ત્ર પ્રમાણે તો જગત એ દૈવી મનનો જડ આવિર્ભાવ છે. આપણું મન દૈવી મનનો અંશ છે. દૈવી વિશ્વમનના જડમય થએલા વ્યક્ત સ્વરૂપોને તે મન પોતાની ઇન્દ્રિયો વડે જુએ છે. વિશ્વમનની માફક માણસના મનને પણ ઘણી ભૂમિકાઓ હોય છે; મન તેનું સ્પષ્ટાકરણ કરે છે. દરેક મનની ભૂમિકાઓને જ્ઞાન લેવાની ઇન્દ્રિયો હોય છે, જેવી કે માનસિક ભૂમિકાને માનસિક ઇન્દ્રિયો, આધ્યાત્મિક ભૂમિકાને આધ્યાત્મિક ઇન્દ્રિયો ને તેથી ઉંચેની ભૂમિકાને તેને લગતી ઇન્દ્રિયો. સામાન્ય રીતે માણસનું મન ભૌતિક વિષયો જુએ છે કારણ કે તે સતત ભૌતિક વસ્તુઓ પર વાસ કરે છે. ભૌતિક પદાર્થોના વિચારોમાં તે નિમગ્ન હોય ત્યારે આધ્યાત્મિક ભૂમ જોઈ શકતું નથી, કે તેનો વિચાર સુદ્ધાં કરી શકતું નથી. જ્યારે તે આધ્યાત્મિક ભૂમિનો વિચાર કરે છે ત્યારે ભૌતિક ભૂમિના પદાર્થોને જોઈ કે વિચારી શકતું નથી. એટલે એમ કહી શકાય કે મનને ભૌતિક અને આધ્યાત્મિક એવી બે આંખો હોય છે પણ દૃષ્ટિ એકજ હોય છે. જ્યારે ભૌતિક આંખો વડે જુએ છે

ત્યારે બધું ભૌતિક દેખાય છે: સર્વ કાંઇ ભૌતિક રંગથી રંગાએલું ને તેના વાતાવરણથી વીંટાએલું જણાય છે. જ્યારે તે આધ્યાત્મિક આંખો વડે જુએ છે ત્યારે સર્વ કાંઇ આધ્યાત્મિક જણાય છે. દરેક વસ્તુ આધ્યાત્મિક પ્રાણથી ઓતપ્રોત ને આધ્યાત્મિક રંગથી રંગાએલી જણાય છે. કેટલાક માણસો સાથસાથે ભૌતિક તંમજ આધ્યાત્મિક ભાવવાળા દેખાય છે. જ્યારે તેમનાં મન ભૌતિક પદાર્થોમાં ગુંથાએલાં હોય છે ત્યારે જાણે તેમનામાં આધ્યાત્મિક ભાવનો અંશ માત્ર પણ ન હોય તેવા પશુ સમાન તેઓ દેખાય છે; પણ જ્યારે તેઓ પાછા આધ્યાત્મિક લોકોના સંગમાં ને આધ્યાત્મિક વાતાવરણમાં આવે છે. ત્યારે તેમનામાં જાણે ભૌતિક અંશ ન હોય તેવા આધ્યાત્મિક દેખાય છે. આવો માણસ પછી તે પુરુષ અગર સ્ત્રી હશે પણ તેનો ઉદ્ધાર થશે. આવા માણસનું મન આધ્યાત્મિક વિકાસ કરતું હોય છે. આવા માણસના મન ઉપર આધ્યાત્મિક વસ્તુઓના ને આધ્યાત્મિક વિચારોના સંસ્કારો દરરોજ વધારે ને વધારે પડતા જાય, તો તેનામાં આધ્યાત્મિક અંશ વધારે પ્રમાણમાં ખીલે ને મનની ગતિ પરાત્પર પ્રત્યે વધારે ને વધારે અભિમુખ થાય. તે સર્વોત્તમ ગતિ કરે ને પરમપદની પ્રાપ્તિ કરે, તો તેને સર્વમાં આત્મા સિવાય—જડમાં પણ આત્મા સિવાય, બીજું કશુંજ નહીં દેખાય ને તેની દૃષ્ટિ આગળથી જડ તત્વ માત્ર નાશ પામ્યું હશે. તેના મનનું જડ આવરણ આધ્યાત્મિક થયું હશે. તેનું સ્થૂળ શરીર પણ દૈવી બન્યું હશે. તેના શરીરનું અણુઅણુ આધ્યાત્મિક તત્વવાળું બન્યું હશે. ભલે તેને

આવા ફેરફારનું ભાન થોડો વખત ન હોય, ભલે તે પોતે એવું માનતો હોય કે અદ્યાપિ તે સ્થૂળ ભૌતિક છે. એવો એક કાળ જરૂર આવવાનો જ્યારે તેને અનુભવ થશે કે તેનો સ્થૂળ દેહ મૂળ તત્વરૂપ આધ્યાત્મિક જીવનમાં પરિવર્તન પામ્યો છે. અરે, તેને હરકોઇ વસ્તુમાં આધ્યાત્મિતાનો અનુભવ થશે. તેની અંદર ને બહાર તે આધ્યાત્મિક વસ્તુનો અનુભવ કરશે, એટલુંજ નહીં, તે તેના શ્વાસોશ્વાસદ્વારા આધ્યાત્મિકતાને ગ્રહણ કરશે, દરેકે દરેક ચીજમાં આધ્યાત્મિકતાનો રસ લેશે. પૂર્ણ આધ્યત્મિકતાનો સ્વાનુભવ થતાં તેની વિકાસગતિ આડે આવનારાં સર્વ દુઃખોની સામે તે થશે ને જીતશે.

જેનામ આધ્યાત્મક તત્વ ખીલ્યું છે તે જોઇ શકે છે કે જે પરમતત્વ–દૈવીતત્વ આ જગતમાં વ્યાપી રહેલું છે, તેનું મનઃ ચક્ષુ બનેલું છે. હું જેને પરમતત્વ કહું છું તે સર્વ જીવનના તત્વરૂપ છે, ને તેજ વિશ્વના દરેક અણુ અણુમાં–માણસમાં પણ છે કારણ માણસ એ પણ એક વિકાસ પામેલું અણુ છે. સર્વમાં તે પરમતત્વ આત્મરૂપે રહેલું છે. માણસનું મનઃચક્ષુ જે સ્થૂળ આંખોનું બનેલું છે, તે આત્માનો પ્રકાશ છે. આ એક આત્મચક્ષુને બે આંખો હોય છે. કાગડાના એક ચક્ષુની પેઠે એકજ વખતે એકજ કીકીમાંથી જોતાં કાંતો તે ભૌતિક અગર આધ્યાત્મિક એમ જોઇ શકે છે. એટલે કે કાગદૃષ્ટિની પેઠે જીવનની એકજ બાજુએ જોતાં બીજી બાજુએ જોવામાં નિષ્ફળ નીવડે છે. માટે આત્મચક્ષુ વડે આધ્યાત્મિક આંખમાંથી બને તેટલું સતત જોયા કરવું, જેથી મનને કેવળ આધ્યાત્મિકતામાંજ વાસ કરવાની ટેવ પડે.

# જીંદગીના સ્વપ્નમાં સત્યની ઝાંખી.

શેકસપીઅર મનુષ્ય સ્વભાવને અભ્યાસી છે. તે કહે છે; કે "સ્વપ્ન જે વસ્તુનું બનેલું છે, તેજ વસ્તુના આપણે બન્યા છીએ: આપણી અલ્પ જીંદગી સ્વપ્નમાં ઘેરાએલી છે." હાલના જમાનાના આ કવિએ કલ્પનાની પાંખો ઉપર વિહાર કરી ઘણાં આધ્યાત્મિક સત્યોની ઝાંખી કરેલી છે, પણ હિંદના પ્રબુદ્ધ ઋષિઓએ તો સત્યલોકની પ્રેરિત વાણી ગાઈ છે. તેમનાં કથનો ને સૂત્રો વાઙ્મય સત્યોની સનાતન જ્વલંત વાણી છે. જીવંતને આંતરિક નિયમોનાં તે મૂર્ત સ્વરૂપો છે. શેકસપીઅરે તો એ સત્યના પ્રતિબિંબોની માત્ર ઝાંખી કરી છે, જ્યારે ઋષિઓ તો તેના તત્વમાં વાસ કરી રહ્યા હતા. કલ્પનાત્મક બુદ્ધિ વડે શેકસપીઅર થોડો વખત તો સત્યોને ગ્રહણ કરવા પામતો, પણ ઋષિઓ તો તે સત્યોને બુદ્ધિ અને મનથી પામેલા, એટલુંજ નહીં પણ તેના તત્વને હૃદયમાં ધારણ કરી રાખતા કે જેના વડે તેમનું આખું જીવન આંદોલિત થતું, ને તેઓ તે વડે સમતા પામી તેમના આત્માને અનુકૂળ વિચારો ને કાર્યો કરતા.

ઉંડા ઉતરી વિચાર કરનારને લાગ્યા વિના નહીં રહે કે આ દુનિયા એ એક સ્વપ્ન માત્ર છે. પશ્ચિમની હાલની ગુંચવણભરી ને ચિત્રવિચિત્ર સ્થિતિનું પરિણામ તો એ

આવ્યું છે કે, તેઓની અને ખાસ કરીને અમેરિકાના જીંદગી તેમના જીવનસંગ્રામમાંથી એવી તો ઝડપથી પસાર થાય છે કે, તે કેવા પ્રકારની છે, અને તેઓ સાચી દુનિયામાં જીવે છે કે સ્વપ્નની, તેના ઉપર વિચાર કરવાને પણ તેમને ફુરસદ નથી. ઐહિક જીવનનાં કાર્યો ને જવાબદારીઓ તેમના પર એવાં તો લદાતાં જાય છે કે ઘણાઓને જીવનનું પૃથક્કરણ કરવાનો—જીંદગી એ શું છે?—તે શોધવાનો અવકાશ સુદ્ધાં નથી. આમ છતાં તેઓ જરા વધારે વિચાર કરે તો તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા વિના નજ રહે કે જાગૃત ને સ્વપ્ન દશાના અનુભવોમાં ઝાઝો તફાવત નથી. જ્યાં લગી માણસ ઉંઘમાં હોય છે, ત્યાં લગી સ્વપ્નોનો અનુભવી સ્વપ્નના બનાવોને ખરા માને છે. તે વખત માટે તો ખરાબ સ્વપ્નનાં ભૂતબીહામણાં પણ ખરાં લાગે છે. જ્યારે સ્વપ્નમાં હોનાર જાગે છે ને તેને માલુમ પડે છે કે તે તો સ્વપ્નમાં હતો ને સ્વપ્ન એ સ્વપ્ન સિવાય બીજું કાંઈ જ નથી, ત્યારેજ સ્વપ્નને તે અસત્ય તરીકે ગણે છે. પણ આપણને ઉંઘ ને સ્વપ્ન આવે છે તે એક સ્વપ્નનું સ્વપ્ન છે, તે જાગૃત સ્વપ્નમાં એક ઉંઘતું સ્વપ્ન છે. શેક્સપીઅર બરાબર કહે છે, કે 'આપણી જાગતી જીંદગી એક સ્વપ્ન જેવી છે, જેમાં સ્વપ્નના બનાવો ખરા લાગે છે. જાગૃત જીવનના બનાવો અનુભવ લેતી વેળા ખરા લાગે છે. પણ અલ્પ સમયમાં તો તે અનુભવો સ્વપ્નની સ્મૃતિ માફક સ્મૃતિ રૂપ બને છે, આપણામાંના ઘણાઓ ઇન્દ્રિયો વડે જીવીએ છીએ,—એટલે કે આપણી જીંદગી ઇન્દ્રિયોની બનેલી છે ને ઇન્દ્રિયોનું રાજા મન તેના અનુભવ લે છે. ઇન્દ્રિયોના

અનુભવો એ બાહ્ય વિષયની તેમના પર પડેલી અસરો છે; ઇંદ્રિયો વિષયનો અનુભવ લે છે ને તેનાં પ્રતિબિંબો આકર્ષિત થએલા મન ઉપર પાડે છે. આપણી આંખો રૂપ જુએ છે, આપણા કાન અવાજ સાંભળે છે, આપણાં નાક ગંધ લે છે, આપણી ચામડી સ્પર્શ કરે છે. આવી રીતે હિંદુ શાસ્ત્ર પ્રમાણે દુનિયા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એવા પદાર્થના પાંચ ગુણોની બનેલી છે. જે સર્વ વસ્તુઓનો અનુભવ આપણી ઇંદ્રિયો લે છે તે બધા આ પાંચ ગુણોના બનેલા પદાર્થો છે. તત્ત્વજ્ઞાની ભાષામાં બાહ્ય યાને માયિક જગત ઇન્દ્રિયોના આ પાંચ વિષયોના મિશ્રપદાર્થોનું બનેલું છે.

આનું નામજ બાહ્ય જગત. આપણે જાગતા હોઇએ ત્યારે આપણી બાહ્યચેતના ઉપર ઉપરોક્ત વિષયોનાં મિશ્ર-પ્રતિબિંબો પડે છે, ને તેનુંજ આપણને ભાન હોય છે. આપણી જીંદગીની આ અસરો ગ્લાનિયુક્ત લાગણીઓરૂપ હોય છે. બાહ્યચેતના ઉપર પડતી ઇંદ્રિયોની છાપ બહુધા મિશ્ર હોય છે. જ્યાં લગી અનુભવો લેવાતા હોય છે ત્યાં લગી તેઓ ઉપભોગ્ય લાગે છે, પણ તેઓ બંધ થાય છે કે તરતજ કાંતો દુઃખ કરે છે કે શોક કરાવે છે. સ્વાદિષ્ટ ખોરાક જીભ ઉપર હોય છે ત્યાં લગી રસવાળો લાગે છે, તે ખવાઇ રહ્યો કે સુખનો અનુભવ જતો રહે છે. ખોરાક પૂરો થયા કેડે સુખ ભોગવ્યાની અસર મન ઉપર જરાતરા થોડો વખત રહી જાય છે. થોડા વખત પછી તો તે લાગણી પણ જતી રહે છે. સ્વાદિષ્ટ ખોરાક લેવામાં

જે મઝા પડેલી તે કેવી સ્વપ્ન જેવી ? જ્યારે ખોરાક ચવાતો હતો ત્યારેજ તે ખરી હતી. ચર્વણ પૂરૂં થયું કે પછી તે ઉંઘમાંના સ્વપ્ન જેવી લાગે છે.

બીજી ઇન્દ્રિયોની બાબતમાં પણ તેમજ છે. જ્યાં લગી અનુભવ લેવાતો હોય ત્યાં લગીજ ને તેટલો કાળજ તે સાચી છે, પછી તે સ્વપ્ન જેવી બને છે. એજ પ્રમાણે આપણું બાહ્ય જીવન—ને સામાન્યપણે આપણે બાહ્ય જીવનજ જીવતા હોઇએ છીએ છે—જાગૃત સ્થિતિમાં સ્વપ્નના સંસ્કારોની લાગણીઓ માત્રનું બનેલું હોય છે. એટલે કે જે તત્વનું સ્વપ્ન બનેલું હોય છે, તેજ તત્વની તેવી લાગણીઓ બનેલી હોય છે. એટલે કે આપણામાંના ઘણાઓને માટે તો બાહ્યજીવન એ એક જાતનું સ્વપ્ન છે—ખરૂં જોતાં આ સ્વપ્ન એ ઉંઘના સ્વપ્ન કરતાંયે ઘણું ખરાબ છે; કારણ કે, ઉંઘના સ્વપ્નોને તો આપણે સ્વપ્નો તરીકે,—અસત્ય અનુભવો તરીકે લેખીયે છીએ, જ્યારે આપણું બાહ્ય જીવન તે ઉંઘતા સ્વપ્નોના શેળભેળ થએલા પ્રતિબિંબરૂપ છે, તેને સાચા તરીકે માની બેસવાનો આપણે ભ્રમ કરીએ છીએ.

આ સંભાવના ક્યાંથી આવે છે ? આ સંભાવના આપણા ઉપર આટલું જબરૂં સામ્રાજ્ય ભોગવે છે, તેનું શું કારણ ? એ ખરૂં છે કે વિષયો વિકારોનાં રૂપ લે છે ને તેનો અનુભવ લેતાં ઇન્દ્રિયોને ક્ષણિક લાગણી થાય છે; પણ ત્યારે આપણે લાગણી ધરાવતી ઇન્દ્રિયોના ભ્રમમાંથી શા વાસ્ત મુક્ત થતા નથી ? આપણને ખબર છે કે આ માયાવી જગતના સર્વ પદાર્થો વિકારી છે. વિકારની ક્રિયા દરેક જડ પદાર્થમાં ચાલી રહી હોય છે, એક એક અણુ

આ અનિવાર્ય નિયમને આધીન છે. પદાર્થના દરેક પરમાણુમાં આ અવિરત વિકારક્રિયા કેવી રીતે ચાલી રહી છે, તે જાણવા હાલના વિજ્ઞાનની જરૂર નથી. ત્યારે આ શાસ્ત્રીય દૃષ્ટિબિંદુ પ્રમાણે જડ પદાર્થ—આ ભૌતિક, આ માયિક જગત, એ શું છે? વિકાર, વિકાર—સર્વ કાંઈ વિકાર માત્ર છે. બીજા શબ્દોમાં "માયા, માયા, સર્વ માયારૂપ છે." માયા એટલે? જે મિથ્યા હોય તે. મિથ્યા એટલે? જેમાં તત્વ નથી, જે જીવન્ત નથી, જે ક્ષણિક છે, જે વિકારવશ વધારે છે, જે ગમે તે કાળે અમુક રૂપ કે સ્થિતિમાં સ્થાયી રહી શકતું નથી તે. અને આ આખી માયિક દુનિયા તેવીજ મિથ્યા છે. એટલા માટેજ જીંદગી છેક સપાટી ઉપરની, કેવળ ઇન્દ્રિયોના સંસ્કારવાળી, વિકારી ને તેથી માયાવાળી છે. આ જીવન ઉંઘમાંના સ્વપ્ન કરતાંયે કનિષ્ટ છે. ઉંઘનાં સ્વપ્નમાંથી તો આપણે જાગીએ છીએ કે આપણો ભ્રમ જતો રહે છે, પણ આપણા જાગતા સ્વપ્નમાંથી—આપણા આ સ્વપ્નવત જીવનમાંથી જાગવું એ અત્યંત કઠણ છે. શું ત્યારે જાગૃતિ લાવવાનો ઉપાયજ નથી? હા, છે. પણ એ ઉપાય જાણવાની ને જાણતા હોઇયે તો તેનો ઉપયોગ કરવાની આપણે દરકાર કરતા નથી. સ્વપ્ના જેવી દુનિયામાં સત્યનો અનુભવ લઇએ, વિકારવશ દુનિયામાં જે અવિકારી તત્વ રહેલું છે તેનું ચિંતન કરીએ, પ્રવૃતિના આધાર રૂપ એવા અવિકારી તત્વરૂપ આપણા મનને સ્થિર કરીએ, તો આપણે આ સ્વપ્નવત જીંદગીના સ્વપ્નને પૂરેપૂરૂં અનુભવી શકીએ, એટલુંજ નહીં પણ, જાણી શકીએ કે ઉંઘનાં

સ્વપ્નો કરતાં આ જગતનું સ્વપ્નું વધારે કાનથ છે. આ માટે જગતના આન્તરિક નિયમો ને સિદ્ધાન્તોના જ્ઞાનની જરૂર છે. આ નિયમો ને સિદ્ધાન્તો નિત્ય છે: તે જીવનના મૂળ ને સનાતન તત્વના આત્માને અનુકૂળ વર્તે છે. આ નિયમો ને સિદ્ધાન્તો હિંદના ઋષિઓ કનેથી મળી શકે એમ છે. તેઓએ પરમાત્મા સ્વરૂપ એક મૂળ તત્વથી માંડી છેક સ્થૂળ સુધી જીવનનું તેમજ પ્રકૃતિનું આદિથી અન્ત સુધી, પૃથક્કરણ કર્યું છે. આ તત્વજ્ઞાનીઓ તે નિયમો ને સિદ્ધાન્તોનું સતત મનન કર્યા કરે છે અને તે મૂળ તત્વ જેના નિયમો ને સિદ્ધાન્તો એ કેવળ પ્રગટ ભાવો છે તેમાં લય પામે છે. પછી મનને પ્રતીતિ થાય છે કે આનંદ–પરમાનંદ એ જીવનના મૂળ તત્વરૂપ છે. આ પરમાત્મભૂમિમાં મૂળ કેન્દ્રસ્થાન જડયાથી મન હવે તે ભૂમિના દૃષ્ટિકોણથી જુએ છે ને દૃશ્ય જગતની અંદર ઉતરી, જેમ દર્પણમાં જોતો હોય તેમ તેમાં જોઇ શકે છે; ને આમ જગત કેવા વ્યર્થ તત્વોનું બનેલું છે–વ્યર્થ તત્વો એટલે વિકારી તત્વોનું બનેલું છે, તે જોઇ શકે છે. ભ્રમને ભ્રમ તરીકે જાણવાથી હવે તે ભ્રમિત થતો નથી. હિંદના તત્વજ્ઞાનીઓ આ વિકારી તત્વને માયા કહે છે; તેનો અર્થ એ થાય છે કે અજ્ઞાનીઓને જે તત્વવાળું લાગે છે, પણ જ્ઞાનીઓને જે તત્વ વગરનું લાગે છે, એવું કાંઇક.

આ સ્વપ્નવત્ જીંદગીમાં પ્રેમ એ એકજ સાચી વસ્તુ છે, પછી ભલેને આ પ્રેમ માનુષી હોય; કારણકે આખરે તો પ્રેમ એ મનુષ્ય જાતની જેમ દૈવી છે. સ્વાર્પણો કરવામાં

જે આનંદ માને, સ્વાર્પણમાં જે જીંદગીના આનંદોના ઉંચામાં ઉંચા અનુભવો લે, એવા સર્વ સ્વાર્પણમય, સહનશીલ, નિર્મળ પ્રેમ વડે તમે કહીએ પ્રેમ અનુભવ્યો છે ? મનુષ્યો અગર દેવો આવા પ્રેમનો અનુભવ કરે છે; આ પ્રેમનોજ ઇશ્વર બનેલો છે: આવા પ્રેમને અખંડ સુખ એ એકજ ધર્મ હોય છે, જેને માટે સઘળા મનુષ્યો મથન કરી રહ્યા છે: આવું અખંડિત સુખ, જે પ્રેમના તત્ત્વરૂપ છે ને વિશ્વના આધારરૂપ છે અને જેની પ્રત્યે આ સ્વપ્નવત્ જીંદગીનો આત્મા બધો વખત ખેંચાયલો રહે છે, તે આવો પ્રેમજ છે.

સ્વપ્નોની પેઠે ઇન્દ્રિયોના સર્વ. અનુભવો આપણે ભૂલી જઇએ છીએ, અગર તો તે અનુભવોને પૂર્વ જન્મમાં કોઈ બનાવો બન્યા હોય તેમ જીવનના બનાવો તરીકે ઘરડા લોકો યાદ કરે છે. પણ પ્રેમના અનુભવો આવા નથી હોતા. તે ગમે તે રૂપમાં હોય છતાં, તેનાથી હૃદય હાલ્યું હોય તો મરતા સુધી તે ભૂલાશે નહીં. આકાશના તારા પેઠે આપણી આત્મચેતનાના આકાશમાં તેના સંસ્કારો ને લાગણીઓ ચળકી રહે છે, જ્યારે બાકીનું આકાશ પ્રાત:કાળની પેઠે ઇન્દ્રિયજનિત સંસ્કારોના ખોટા તેજને આચ્છાદિત કરતું ચળકે છે. માયિક ને ઇન્દ્રિય–જીવનનાં ખોટાં ભૂતબીહામણાં વચ્ચે દૈવી અગર માનુષી પ્રેમ એ એકજ સત્ય વસ્તુ છે. પ્રેમની સ્મૃતિ ટકી રહે છે, કારણ કે તે પરમતત્ત્વના તત્ત્વરૂપ છે–એટલે તે આ જીંદગીમાં તેમજ બીજી જીંદગીમાં પણ કાયમ રહે છે–પછી આમ કરતાં

રતાં કોઈ ભાવિ જન્મમાં આપણે તે તત્ત્વના આત્મામાં
મેટલે કે તેના મૂળમાં ડુબકી મારીએ છીએ. તે અનન્તા-
ન્તને–તે પ્રેમ પ્રભુને–તે પુરુષોત્તમને કે જે તેના નિર્ગુણ
સ્વરૂપની શક્તિરૂપ છે–ને આ શક્તિ એ પ્રેમરૂપ છે, જેને
તે પ્રકાશિત કરે છે. એ પ્રેમના સત્ત્વરૂપ છે. જીવનના આધાર
રૂપ હોવાથી તે ઇન્દ્રજાળ માફક દશ્યરૂપો પ્રત્યે ઇન્દ્રિયોને
આકર્ષે છે ને ખરાં હોય તેમ બનાવે છે. **તમે એકવાર
તે મૂળ કેન્દ્રસ્વરૂપ પ્રેમના તત્ત્વને તમારા મન વડે
ગ્રહણ કરો તો તમારા મન આગળથી આ જીવન-
સ્વપ્ન અદૃશ્ય થશે, જેમ ઉગતા સૂર્યના કિરણો
આગળ ધુમ્મસ ઓગળી જાય તેમ. પ્રેમ એજ જીવન**
છે ને જીવન એજ પ્રેમ છે. પ્રેમ કરવા માટે પ્રેમ કરો,
જીવવા માટે નહીં, ઇન્દ્રિયોની સ્વપ્ન જેવી દુનિયા માટે નહીં.
કારણ, પ્રેમજ સાચા જીવનરૂપ પ્રેમને આવરી લે છે.



# આધ્યાત્મિક કલ્પના.



લોકો રાજ્યપ્રકરણી બાબતોમાં ગાંડા થઇ ગયા છે અને પૈસાની ગડમથલમાંથી તેમને ફુરસદ મળતી નથી. આવી બાબતો કરતાં મનુષ્યનું કલ્યાણ શેમાં રહેલું છે એ વિષય ઉપર વિચાર કરવાનું હું વધારે પસંદ કરૂં. રાજ્ય-પ્રકરણી બાબતો ને પૈસા તે પણ આપણા ઉપયોગની ચીજો છે, એની ના નથી. તેના વડેજ આત્માનાં સાધનરૂપ આપણા શરીરને પોષણ મળે છે. જો શરીરનું રક્ષણ કરવામાં ન આવે તો આત્મા ક્રિયા ન કરી શકે. જેમ છાયા વિનાનું અજવાળું નથી, તેમ જડ પદાર્થ વિના જીવનું અસ્તિત્વ નથી. આત્માનો પ્રકાશ પદાર્થમાં વ્યાપી રહેલો હોય છે. તે તેની શક્તિદ્વારા વિકાસ પામી યોગની શક્તિનું ઐશ્વર્ય પ્રગટ કરે છે. ખુદ પરમાત્માની હયાતી તેના ભક્તને અધીન છે, ભક્તિ પદાર્થદ્વારા અસ્તિત્વ ધારણ કરે છે. ખરે, આત્મા એ ઇશ્વરરૂપ છે ને પદાર્થ એ તેના ભક્તરૂપ છે. પરમાત્મા એ આત્મારૂપ છે, તેની શક્તિ એ તેના તત્ત્વરૂપ છે: એમ અભેદ ને અભિન્ન દંદ્વ, એક બેમાં ને બે એકમાં હયાતી ધરાવે છે. આત્મા એ શક્તિના આત્મરૂપ છે ને શક્તિ એ આત્મતત્ત્વની શક્તિરૂપ છે. આ આત્મશક્તિ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, જેમાં કોટયવધિ બ્રહ્માંડો આવી જાય છે.

આત્મા એ ઇશ્વર છે ને શક્તિ એ તેની પત્ની છે. આત્મ-બીજ વડે વિસ્તારના સાહજિક નિયમદ્વારા શક્તિરૂપ પત્ની બ્રહ્માંડને ધારણ કરે છે. કેટલોક કાળ ગર્ભધારણની ક્રિયાચાલે છે અને પછી દૈવી–પત્નીના ગર્ભસ્થાનમાંથી ગર્ભ બહાર આવે છે.

ઉપર પ્રમાણે પરમાત્મા ને તેની સ્ત્રી—શક્તિરૂપ *પ્રકૃતિમાંથી આ બાળકો–લોક જન્મે છે. વેદ કહે છે કે ઇશ્વરની આંખના પલકારમાં કોટયવધિ બ્રહ્માંડરૂપી બાળકો એક ક્ષણમાત્રમાં જન્મે છે.

કલ્પનામાં ન ઉતરી શકે એવી સૃષ્ટિના મૂળ કારણની આ ભાવના કેવી મહાન છે ! તેનો વિચાર માત્ર કરતાં આપણી મતિ મુંઝાવા લાગે છે ને પળભર હવામાં તરવરે છે. જેની કલ્પના કેવલ સંકુચિત ને જડ હોય તેને માટે તો હાલની વિજ્ઞાનની ભાષામાં તે અજ્ઞેય છે, અગ્રાહ્ય છે.' આત્મા ઉપર જેનું ધ્યાન સચેત લાગેલું છે, જેનું મન ચિંતનદ્વારા આત્મપ્રકાશમાં લય પામ્યું છે, તેને માટે તે સહેલાઇથી ગ્રાહ્ય બને છે. જેની મનોદૃષ્ટિ આધ્યાત્મિક બની હોય તેને માટે તો તે તદ્દન સરલ છે.

---

*નોંધ:—અંગ્રેજી Procreate શબ્દનું મૂળ પ્રકૃતિ શબ્દ છે. પ્રકૃતિ એટલે જે ઉત્પન્ન કરે છે તે. લેટીન ભાષાનો 'નેટેરા' (Natura), અંગ્રેજીનો નેચર (Nature) અને સંસ્કૃતનો ન–ચર ચલિત નથી તેવું, એટલે જે અચળ છે–જે આત્મામાં શક્તિરૂપે સ્થિત છે એવું, આ ત્રણ શબ્દ એકાર્થવાચક છે. Natureમાં ટનો ઉચ્ચાર 'ch' ચ કેમ થતો હશે તે સંસ્કૃતની વ્યુત્પત્તિમાંથી જડે છે. આજ કારણથી અંગ્રેજી શબ્દ 'Character'માં ch નો ઉચ્ચાર (કેરેકટર) 'ક' થાય છે, તે સંસ્કૃત શબ્દ 'ચરિત્રમાં' આવેલો છે. આવા ઘણા શબ્દો મૂળ સંસ્કૃતના અપભ્રંશો છે.

આત્મા એ પતિ છે અને પ્રકૃતિ એ તેની પત્ની છે. તે નાનાં મોટાં કોટયવધિ બ્રહ્માંડોને જન્મ આપે છે. પરમાત્મા ને તેની પત્નીનાં બ્રહ્માંડરૂપ બાળકો મનુષ્ય બાલકોની પેઠે જન્મે છે ને મરણ પામે છે. બુદ્ધિને છક્કડ ખવરાવે એવી આ ભાવના શું સરલ છે? માટીમાંથી ઉત્પન્ન થએલા માણસોના આયુષ્યની ગણતરી વર્ષોથી કરવામાં આવે છે, જ્યારે બ્રહ્માંડોની યુગોથી કરવામાં આવે છે. જેમ વર્ષોનો અંત આવે છે, તેમ યુગોનો પણ અંત આવે છે; એટલે કે જ્યારે યુગોનો કાળ પૂરો થાય છે ત્યારે વિશ્વ નાશ પામે છે. પણ યુગો વીત્યા બાદ તે પુનર્જન્મ પામે છે. અને આમ પરમાત્મા ને તેની પત્નીનાં બાળકરૂપ સર્વ બ્રહ્માંડો માણસોની પેઠે જન્મે છે ને મરણ પામે છે. એટલે અનન્તાનન્ત દરેકેદરેક સૃષ્ટિના પદાર્થમાં પુનર્જન્મનો નિયમ પ્રવર્ત્તે છે.

જડ પદાર્થનીજ ભાવના ધરનાર મનુષ્ય! તું ક્યાં ઉભો છે? આ અસંખ્ય બ્રહ્માંડોની અંદર તારી સ્થિતિ ક્યાં છે? આ અસંખ્ય બ્રહ્માંડોના અસંખ્ય પરમાણુઓની અંદર એક પરમાણુમાંથી માણસરૂપે વિકાસ પામેલા હે જીવ! તારાં આલેશાન મહેલો ને કરોડોની દોલતને ક્યાં સ્થાન છે? તારા સૂક્ષ્મદર્શક યંત્ર વડે મથન કર, ને ઉપર જણાવેલી આત્મપ્રેરિત દષ્ટ, જેમાં અસંખ્ય બ્રહ્માંડો ગુમ રહ્યાં છે ને જેમાં તું દેખાતો નથી, તે જોવા યત્ન કર! તું હવે શા માટે સંતાય છે? ઓ શોધક! તારા અદૃશ્ય કોતરમાંથી તું બહાર આવ, હું થોડાજ વખતમાં આટ-

આટલાં બ્રહ્માંડોના રચનાર એવા પતિપત્નીની આગળ તારી ઓળખાણ કરાવીશ. મોટા જડ યંત્રોના બનાવનાર, તારે એમની ઓળખાણ કરવી વધારે ઠીક છે; કારણકે, તારા કરતાં એમની ઝડપ વધારે છે. ઇશ્વર ગમે તેવો હશે છતાં તને તો તારા રાજ્યના એક પ્રમુખ જેવો એક માણસ માત્ર જણાવાનો. એ ઇશ્વર તારી દૃષ્ટિમાં મોટો દેખાતાં ડરે છે, પણ તે તેની પત્ની સાથે તારી ઓળખાણ કરવા ઈન્તેજાર છે—બ્રહ્માંડ–સ્વરાજ્યનો તે પ્રમુખપિતા તેટલા માટે નમ્રભાવે તારો ઉપકાર માનશે. હું ગમે તે કહું છતાં તે વિજ્ઞાની-ભાઈ પોતે ડાહ્યો છે એમ માની, મને ગાંડામાં લેખી મુછમાં હસવાનો.

પણ મારા જેવાં મારાં ગાંડાં ભાઈબ્હેનો તો એવું માનવાનાં કે "ઇશ્વરની આંખના પલકારા માત્રથીજ" ઝણઝણી રહેલાં બ્રહ્માંડો ઉત્પન્ન થએલાં છે. આધ્યાત્મિક દૃષ્ટિદ્વારા ને સ્વાનુભવરૂપે આવા અતકર્ય ચમત્કારોમાં તેમની શ્રદ્ધા સિદ્ધ થએલી હોય છે. આધ્યાત્મિક દૃષ્ટ એ સત્ય વસ્તુ છે. સામાન્ય મનુષ્ય એ તેનું મન છે અને કલ્પના એ તેના મનનું દર્શન છે. કલ્પના વગરનો માણસ અંધ પશુ સમાન છે. આવા પશુમનુષ્યો તેમના મનને શરીર સાથે સેળભેળ કરી નાંખે છે; તેઓ એમ માને છે કે તેઓ એટલે તેમનું શરીર. તેમના ભૌતિક શરીર સાથે એકરૂપ થએલ મનમાંથી કલ્પનાશક્તિ જતી રહે છે. જે મન તંદુરસ્ત પ્રેરણાઓ તથા ઇંદ્રિયો વડે કલ્પનાદૃષ્ટિ મેળવે છે, તે તો "સ્વર્ગથી પૃથ્વી સુધી અને પૃથ્વીથી સ્વર્ગ સુધી" જોઈ શકે છે.

મનનાં બળો શુદ્ધ ને સંવાદી બને ત્યારેજ કલ્પનાશક્તિ પણ વધારે વિશાળ બને. આવા માણસોની અવલોકનશક્તિ વધારે ઉંડી થાય છે, તેઓ ભૂતભવિષ્યમાં પણ વધારે પ્રપાત કરી શકે છે. જ્યુલ્સવર્ને તેની કલ્પનાશક્તિ વડે ભાવષ્ય જોઇ શકેલો ને આગામી શોધનાં સત્યોને ગ્રહણ કરી, તેના ગ્રંથમાં કલ્પિત વાર્તારૂપે વૈજ્ઞાનક સત્યો તરીકે પ્રગટ કરી શકેલો. ઘણીખરી આ કલ્પનાત્મક વાર્તાઓ અત્યારે વૈજ્ઞાનિક સત્યોરૂપે સિદ્ધ થઈ છે. અત્યારે જેને વિજળીક પ્રકાશ કહેવામાં આવે છે તેને પ્રાચીન ઋષિઓ "સ્થિર પ્રકા કહેતા.

જ્યારે માણસનું મન ભક્તિભાવથી આધ્યાત્મિક વસ્તુઓનો વિચાર કરે છે, ત્યારે તેની કલ્પનાદૃષ્ટિ દિવસે દિવસે ધારે સ્પષ્ટ થતી જાય છે, એટલુંજ નહીં પણ, તે વધારે ને વધારે સૂક્ષ્મ પણ બનતી જાય છે. તેની પ્રભાવશાળી સૂક્ષ્મ કલ્પના, સૃષ્ટિને નામે ઓળખાતા એક અખંડ જીવનની સૂક્ષ્મ ભૂમિકાઓની આરપાર પ્રવેશ કરે છે, તેની સૂક્ષ્મ વસ્તુઓ ગ્રહણ કરી તેમાં ડુબકી મારે છે, ને તેમાં પ્રવર્તતા નિયમો શોધી કાઢે છે. વખત જતાં તે પ્રકૃતિના આન્તરિક નિયમો ગ્રહણ કરે છે. તેને સૃષ્ટિના પરમ પ્રેમની–મૂળ તત્ત્વરૂપ પ્રેમરૂપ પરમાત્માની શોધ ધીરે ધીરે લાગે છે. તે તેની સાથે હાથ મીલાવે છે–તેના હૃદય સાથે એકરૂપ થાય છે, ને તેનામાં પરમાત્મરૂપ પ્રેમનો પ્રવાહ ઉછળવા લાગે છે. આમ પરમાનંદ જે પ્રેમની નિત્યક્રિયારૂપ છે, તે ફલાત્મક બને છે.

જગત ને જીવનું આન્તરિક દર્શન પ્રેમપ્રકાશ વડે વધારે સ્પષ્ટ થાય છે. તેને જણાય છે કે એક પરમાણુમાં પણ સૃષ્ટિની તમામ સંભાવ્ય શક્તિઓ રહેલી છે ને તેમાં સૃષ્ટિનાં સઘળાં તત્ત્વો આવી જાય છે. તેને એવું પણ જણાય છે કે તે પરમાણુ પુનર્જન્મના નિયમ મુજબ મનુષ્યરૂપે વિકસે છે. મનુષ્યભૂમિકામાં તે પરમાણુ બ્રહ્માંડશક્તિઓને વધારે સ્પષ્ટરૂપમાં વ્યક્ત કરે છે. મનુષ્યનું મન એકાગ્રતાની સૂક્ષ્મક્રિયાઓ દ્વારા અંદર ઉંડે નિમગ્ન થઇ શકે છે. તે શોધી કાઢે છે, કે મનનો પાયો દૈવી તત્ત્વ છે, જેમાંથી દરેક વસ્તુ જડરૂપે બહાર આવેલી છે; પછી તે આત્માના નામથી ઓળખાતા એ દિવ્ય તત્ત્વમાં લીન થાય છે, અને મન અને આત્માના સંયોગથી બ્રહ્માંડની ઉત્પત્તિ શી રીતે થાય છે, ને કેવી રીતે સ્થિતિ કરી રહ્યું છે, ને શી રીતે લય પામે છે—વગેરે સર્વ ચમત્કારો તે જોઈ શકે છે. વખત જતાં તે પરલોકનો નિવાસી બને છે. આ લોકો આધ્યાત્મિક નિયમોના તત્ત્વરૂપ છેઃ અહીં તે બ્રહ્માની શક્તિરૂપ બને છે ને તેને અનુભવ થાય છે કે માણુસ એ માણુસ નથી, પણ પિંડબ્રહ્માંડ છે. આમ બ્રહ્મતત્ત્વને પામી તે પણ બ્રહ્માંડની કલ્પનાને મૂર્તિમંત કરી આખા બ્રહ્માંડને ઉત્પન્ન કરી શકે છે.

બ્રહ્માંડ ને તેની લીલાઓનું આવું દર્શન આધ્યાત્મિક વિજ્ઞાની કેવળ પોતાના મનમાં કરે છે એટલુંજ નહીં પણ સંપૂર્ણ દેવત્વને પામી ઈશ્વરપ્રેરિત મનને આકાશ ઉપર લગાડી, જેમ ચાક ઉપર કુંભાર માટીનો ઘડો બનાવે છે તેમ બ્રહ્માંડને ઉત્પન્ન કરી મનુષ્યરૂપ ઘડાને આકાર આપે છે.

એક અદના માણસ આગળ મહત્વાકાંક્ષાનું આ કેવું અનન્ત દર્શન છે? હે મનુષ્ય, આ તત્ત્વજ્ઞાન વડે તું તારી કલ્પનાદૃષ્ટિ લંબાવ. સૃષ્ટિનું આ ચિત્ર મેં તારી આગળ ઘણાજ નમ્રભાવે રજુ કર્યું છે. તેજ તને વિશાળ બનાવશે. જીંદગીના આ ભવ્ય વિચારોનો વિચાર કરવો તેમાં મોટો લાભ છે. જો તારી કલ્પના ટુંકી તો એક મનુષ્ય તરીકે તું પણ ટુંકો રહેવાનો—જેમ ધરતી પર ચાલતો કીડો ધરતી સિવાય બીજું કશું જોઇ શકતો નથી તેમ. આ સૃષ્ટિ જેવા વિશાળ વિચારોને ગ્રહણ કરી, તારી વિશાળ કલ્પના વડે, તું જાણે ઇશ્વરરૂપ હોય તેવું તને લાગશે ને તું તે અનન્તાનન્તના કેન્દ્રમાં પ્રભાત પામીશ.



# " હું " ની યાત્રા.



થોડા વખત ઉપર હું મારો પોતાનો વિચાર કરતો હતો. 'હું કોણ છું ? હું શું છું ? હું ક્યાં છું ?' આવા સવાલોની પરંપરા હું પૂછ્યાં જતો હતો. હું બચ-પણથી 'હું ! હું ! હું ! હું !' એમ બોલતો આવ્યો છું. અને છતાં હુકકો ગગડાવતાં એ શબ્દ ઉપર મને ગુંચવણ થઈ પડી. દિવસમાં હું ! હું ! નો ઉપયોગ હું હજારોવાર કરતો હોઇશ, અને છતાં તેની મને કશીજ ખબર નથી.

તમાકુ ઘણી ખુશબોદાર ને મીઠી હતી. મારા હોઠ-માંથી ધુમાડાના નીકળતા ગોટ જોઈ મને મઝા લાગતી. હું મારી જાતને કહેતો હતો કે " મને આ તમાકુ મઝેની લાગે છે. "

અને એકદમ હું સ્તંભ્યો: " કોણ મઝા લે છે ? " અંદરથી જવાબ મળ્યો, " હું. "

" હું, એ હું કોણ છે ? "

" વાહ ! હું ! હું ! "

" હા, હા, હું–હુંજ છું. હુંજ આ તમાકુની મઝા લઉં છું, મને ખબર છે, તેમાં કાંઈજ ગોટાળો નથી. પણ, હું જેને 'હું' કહું છું તે શી ચીજ છે ? "

પળવાર જવાબ ન મળ્યો. થોડીવાર તો વિચાર માત્રનો અભાવ રહ્યો–છતાં, હુક્કો પીવો ચાલુ હતો. પછી ધીરો નરમ અવાજ આવ્યો ને હું ભોંઠો પડયો.

"તપાસ કર."

"શી તપાસ કરૂં? કેવી રીતે?"

લાંબા વખત સુધી જવાબ ન મળ્યો. પછી મેં તે પ્રશ્નના "શી રીતે" શબ્દો લીધા. મારા મગજે પૂછયું:

"તું તમાકુ પીએ છે તે કેવી છે?"

"સારી, મીઠી, મઝેની,–આખી જીંદગીમાં એવી મઝેની તમાકુ મેં નથી પીધી."

"ખરી વાત. ત્યારે જેને તે સારી મીઠી, ને મઝેની લાગે છે, તે કોણ છે?"

"કોણ?" અલબત્ત, મારી જીભ. એ બરાબર ન લાગે તો કહો મારો સ્વાદ, અગર જો એથીએ વધારે ઠીક લાગતું હોય તો કહો મારી રસવૃત્તિ.

"હા, રસવૃત્તિ એ વધારે ઠીક છે; વધારે સ્પષ્ટ ને સારૂં છે. જીભની સ્વાદેન્દ્રિય એ રસ લેવાનું સાધન છે. તે વડેજ રસ લેવામાં આવે છે. દાખલા તરીકે જેમ મારૂં મગજ એ મારી બુદ્ધિનું સ્થૂલ સાધન છે અને જેના વડે નિર્ણયો લાવી શકાય છે તેમ."

"વારૂ એમ હશે," મેં કહ્યું. "પણ, એ જરા અટપટું છે, જરા રહસ્યવાળું છે, તેમાં માથાકૂટ કરવાની મને

ઈચ્છા નથી. હું તો સાદો ને સરલ જવાબ માગું. વારૂ, તમે પૂછો છો કે—

"આ તમાકુ સારી, મીઠી ને મઝેની કોને લાગે છે?" તેના ઉત્તરમાં હું કહું છું કે,—

મેં કહ્યું—"મારા સ્વાદને! પછી?"

"નતો તારી જીભ, કે નતો તારો સ્વાદ તે મઝા લે છે."

"છટ! છટ! એટલે તેનો અર્થ એ થયો કે ધુમાડાનો ગોટ જોતાં છતાં હું જોતો નથી! તદ્દન અર્થ વગરનું!"

"તું તારી આંખની વાત જવા દે. સ્વાદનેજ વળગી રહે. તું તારી તમાકુનો સ્વાદ જીભથી કે સ્વાદથી લેતો નથી. તારૂં મન સ્વાદ લે છે."

"મન?"

"હા, તારૂં મન. જો તારૂં મન રસ લેતું ન હોય તો તારી જીભ કે સ્વાદેન્દ્રિય રસ લઈ શકતી નથી. તારૂં મન બીજા કોઇ વિચારમાં હોય તો ધુમાડાના ગોટેગોટ કાઢતો છતાં તને ખબર નહીં રહે, કે તારી તમાકુ સારી છે કે ખોટી. કોઇ ઉંડા વિચારમાં હોય, ને તેજ વખતે ખોરાક લેતો હોય, તો શું તને ખોરાકના રસની ખબર રહે છે? આ વાત સાચી નથી?" પ્રશ્ન થયો.

હું સ્તબ્ધ બન્યો. શું કહેવું? વિચાર કરવાની જરૂર હતી. હુક્કો ગગડાવતો ગયો ને વિચાર ઘોળતો ગયો. તમાકુ પીવાની લાગણીનું પૃથકકરણ કરૂં કે તેના મૂળનો જવાબ મળે. પણ આ માટે ઉંડા વિચારની જરૂર હતી. કેટલીક વખત હું વિચારમાં નિમગ્ન રહ્યો."

" એંહ ! "

" હા "

" તું વિચાર કરતાં કરતાં તમાકુ ફૂંકતો હતો કે નહીં ?"

" હા. "

" મારા પ્રશ્નનો વિચાર કરતાં, તું તમાકુ ફૂકે છે તેનું તન ભાન હતું ? "

" હા, ના–ના, મને નહોતું. "

" એટલે ? "

" એટલે–એટલે–મને લાગે છે કે મને પૂરેપુરૂં ભાન ન હોતું. "

" વારૂ, ત્યારે શું તું તે બધો વખત તમાકુની મઝા લેતો હતો ? "

" કદાચ–હા, કદાચ લેતો હોઈશ. "

" કદાચ કહી તું શું કહેવા માગે છે ? '

" એટલે વિચાર કરતાં કરતાં મેં તમાકુનો રસ લીધો હશે, હવે મને વિચાર કરતાં લાગે છે કે–પણ, કાંઇ ચોક્કસ કહી શકાય નહીં. "

" જવાબ દેવાની તારી રીત કેવી કઢંગી છે ? "

" ઠીક, ત્યારે એમજ કહુંની કે મને ખબર નહોતી. કારણ કે તે વખતે તો મને મારા હુક્કાનું પણ ભાન નહોતું. "

" સારૂં. એજ બરાબર છે. હવે એવી રીતે સ્પષ્ટ જવાબ દેવો–અધુરો નહીં. "

" હું તે પ્રમાણે જવાબ આપું. પણ તમે ઉતાવળ કરો છો ને ઝટ ઝટ સવાલો પૂછો છો. વિચાર કરવાને વખત પણ નથી આપતા—"

“ વારૂ, પૂરતો વખત મળશે. પણ વિચાર પછી જવાબ દેવા. એટલે કે તને તારા હુક્કાની કે તારી તમાકુની કોઈની ખબર નહોતી. અને ‘તમાકુનો રસ મન લે છે કે સ્વાદેન્દ્રિય’ એ સવાલ વિચારવામાં તારૂં મન ઉંડું લીન થયું હતું, ખરૂંને ? ”

“ હા, તે કબુલ છે, કદાચ—”

“ કદાચ બદાચ નહીં—”

“ વારૂ. ”

“ એટલે એતો નક્કી થયું કે ઇન્દ્રિયો નહીં, પણ ઇન્દ્રિયોની ઇન્દ્રિય એવું મન તે લે છે. ”

“ હવે જોઇએ—”

“ શું ? ”

“ તું જુએ છે કે—”

“ હું કાંઈ જોતો નથી. ” મારા સવાલનો જવાબ દે. શું મન ઇન્દ્રિયોની ઇન્દ્રિય નથી ? કારણ એ છે, કે મનના ધ્યાન વગર ઇન્દ્રિયો વિષયોનો અનુભવ લઈ શકતી નથી, એટલે કે એક વખતે ઇન્દ્રિયોના અનુભવનું તેને ભાન રહેતું નથી. ખૂબ વિચાર કર, ને પછી જવાબ દે. ”

મેં વિચાર કરવામાં—પૃથક્કરણ કરી વિચાર કરવામાં વખત ગાળ્યો. મેં ઇન્દ્રિયો ને તેના સંબંધોનો વિચાર કર્યો. મને સાશ્ચર્ય માલુમ પડયું કે મન તમાકુની મઝા ભોગવતું હતું, એટલુંજ નહીં, પણ મનજ હુક્કો ગગડાવતું હતું—મારૂં મોં ને જીભ જાણે હુક્કાની નળીઓ હોય ને ! કેવી શોધ ! વધારે વિચાર કરતાં એ પણ શોધી કાઢયું કે

મનજ ખાય છે, મનજ પીએ છે, મનજ ગંધ લેછે, મનજ સ્પર્શ કરે છે ને સાંભળે છે. કેવી તાજુબી! આ તાજુબીની મઝા હું ઝાઝો વખત ન લઈ શક્યો; અંદરથી અવાજ આવ્યો:

"એ ?"

"શું ?"

"શો જવાબ મળ્યો ?"

"તમે સત્ય કહો છો. ખરી ઇાન્દ્રય તો મનજ છે. ઇન્દ્રિયો કેવળ ભ્રમરૂપ છે. સત્ય જડવાથી મને આનંદ થયો. થોડો વખત તો આ શોધની મઝા લઉં." પણ અંદરથી દબાણ થયું,—

"હમણાં મઝાને અવકાશ નથી. હજી વધારે તપાસ કરવાની છે. જો મનજ ઇન્દ્રિયોની ઇન્દ્રિય હોય તો "હું આ તમાકુનો રસ લઉં છું" એવું જે તું કહે છે ?–તો તે રસ કોણ લેછે ? "હું" કોણ છે ? કહે."

"અલબત્ત, હું."

"જો, પાછી એની એજ મૂર્ખાઈ !"

"કેમ, વારૂ ?"

"તું જેને "હું" કહે છે, એ કોણ છે ?"

"હા, હા, હું સમજ્યો–મન, મન, મન એજ 'હું' છે, એટલે કે 'હું' મારૂં મન છું."

"ઠીક કહ્યું. તારા જેવા મૂર્ખ ભેજામાંથી આવા જવાબની મેં આશા નહોતી રાખી."

મને મૂર્ખ શબ્દથી ખોટું લાગ્યું. મારા સ્વાભિમાનને તે ન રુચ્યું ને મારો મિજાજ ગયો. પણ મારા આન્તર-માંથી જે અવાજ આવ્યો તે સામે થવાનું મને ગમ્યું નહીં ને મેં નમતું આપ્યું. હું આગળ બોલવા જતો હતો એટલામાં વચમાંજ સવાલ થયો.

"તેં કહ્યું કે 'હું' એટલે તારૂં મન, નહીં ?"

"હા."

"ત્યારે તું જેને "હું" કહે છે એજ તારૂં મન છેને ?"

"હા."

"નહીં; એમ હોઇ શકે નહીં; તારૂં મન એ 'હું' નથી."

"નહીં ?" "નહીં તો બીજું શું ? હું છાતી ઠોકી કહું છું કે, એમજ છે."

"ત્યારે 'હું' ક્યાં ને કેવું છે ?"—

"હું" તો તારા મનની પછવાડે છે. તું ક્ષણમાત્ર આંખો મીંચી દે; તારા મનને તારા મનમાં વાળ ને તે શેનું બનેલું છે તે ખોળી કાઢ."

તે વખતે તો મને સવાલ મશ્કરી જેવો લાગેલો, પણ મેં આંખો મીંચી ને મનવડે તે સમજવાનો યત્ન કર્યો તો તેમ ન લાગ્યું. અંદર જોતાં થોડીજ વારમાં જણાયું કે મારૂં મન વિચારો ને ભાવો જે કશાકમાં તરતા હોય છે, તેનું બનેલું છે. આ કશું તે શું છે ? હું મને પોતાને પૂછતો હતો.

" ચેતના " મારા મગજે જવાબ વાળ્યો.

" હા, ચેતના, મેં કબુલ કર્યું. વિચારો ને ભાવો જે ચેતનામાં તરવરે છે, તેઓ જાણે મનની પીઠ બાજુએ હોય એમ લાગ્યું.

" આ ચેતના તે શું મનનો ભાગ હશે કે તેનાથી અલગ ને જુદું તત્ત્વ હશે ? "

જવાબ મળ્યો; " હા ને ના "—હા, એટલા માટે કે તેના વગર મન કાંઇ કરી શકે નહીં, કે તર્ક બાંધી શકે નહીં, કે ભાવ લાવી શકે નહીં. મનનું કામ તો વિષયોના વિચાર કરવાનું છે. પણ જ્યાં લગી તેને વિષયોનું ભાન ન થાય ત્યાં લગી તેને તેનો વિચાર નહીં આવે. આત્મભાન જે તત્ત્વરૂપે મનમાં વ્યાપી રહેલું છે, તે વિષયોનો અનુભવ લેવામાં મનને મદદ કરી, વિચાર કરવામાં પણ મદદ કરે છે. "

મગજ જ્યારે ખુલાસો કરતું હતું ત્યારે ચેતના ( આત્મભાન ) કહેવાતી આ વસ્તુ વડે મન શી રીતે વિચાર કરે છે, તે બાબતની આખી ક્રિયાને મેં ધ્યાનમાં લઇ લીધી. તે એટલી બધી રસિક લાગી કે હું તેમાં ડૂબી ગયો. હવે, હું તમને તે કહીશ. તમને ખબર છે કે તત્ત્વજ્ઞાનીઓ યાને ધર્મગુરુઓ જેને " અહં " કહે છે, જેને આત્મચેતના પણ કહી શકાય, તેને એક કેન્દ્ર હોય છે. ચેતના પોતે અમૂર્ત છે, પણ તેનો કેન્દ્રરૂપ " અહંકાર " તેની અમૂર્તપણાની મર્યાદા બાંધે છે ને મન વડે આત્મભાન કરાવે છે. આજ અહંકાર તમારી અંદર કેન્દ્રસ્થ તત્ત્વ છે.

અમૂર્ત ને વ્યાપક ચેતનારૂપ બુદ્ધિ, જેનો ધર્મ નિર્ણય કરવાનો છે, તેને તે કેન્દ્રસ્થ બનાવે છે. એક લોલકની પેઠે એકવાર એકનો તો બીજીવાર બીજાનો એમ મન વિચાર કરે છે, બુદ્ધિ તેની અસ્થિરતાને સ્થિર કરે છે. અહંકાર એ તેનું કેન્દ્રસ્થ સાધન છે, જે અસ્થિર વિચાર ને નિર્ણયના બુદ્ધિગમ્ય સંબંધને સ્થિર કરે છે. આ અહંકાર, આ આત્મચેતના, આ કેન્દ્રગામીપણું, તમારી અંદરના કેન્દ્રસ્થ તત્ત્વને પ્રગટ કરે છે ને હું-હું-હું-ના નામથી ઓળખાય છે.

"ત્યારે આ અહંકાર તેજ "હું" છે ને ?" મેં પુછ્યું.

"જેની તું શોધ કરે છે તે આ અહંકાર નથી તે "હું"ના આવિર્ભાવનું સાધન છે."

"એમ છે તો ભલે. મારાથી હવે સમજાય તેમ નથી. મને વધારે જાણવાની અપેક્ષા પણ નથી. તે તો એક ભૂતભડકા જેવું લાગે છે. તેની પાછળ દોડી દોડી હું થાકી ગયો છું. મારે હવે આરામ પણ જોઇએ છીએ ને તમાકુની તલબ પણ લાગી છે."

"એમ છે, તો આરામ લે ને તમાકુ ફૂંક. અત્યાર લગી તને જે પ્રાપ્ત થયું હોય તેનોજ તેનો વિચાર કર એટલે બસ."

વધારે વિચાર કરવાની મને દરકાર નહોતી. મેં હુક્કો ફરીથી ભરાવ્યો ને ઘણી મોજથી પીવા લાગ્યો. પણ હું રહ્યો સાવ સાદો માણસ. મને તો સાદી સરલ ને સુગમ રીતે વિચાર કરવાની ઇચ્છા હતી. "હું" છે ?–અગર શું છે ?–તે જાણવાની કોને ગરજ હોય ? હું તો એટલું

સમજ્યું કે માથા ને પગવાળા માણસનું શરીર પોતાને "હું" કહે છે ને "હું" એટલે તેનું શરીર એવો અર્થ કરે છે."

"બસ, થોભો!"

"બસ કરો" ના ભણકારાના રૂવાબી જવાબથી હું ચમક્યો ને મને ધ્રાસ્કો પડ્યો. એક બ્હીકણની પેઠે મેં પૂછ્યું:

"ક્યાં થોભું?"

"તું કહે છે, તું તારૂં શરીર છે ત્યાંજ: એટલે કે જે "હું" ને તું પોતે છે એમ કહેછે તે મન, અહંકાર, બુદ્ધિ ને ચેતનાની પાછળ છે. તેજ તારી હયાતીનાં આન્તરિક તત્ત્વોનો વિવેક કરનાર તથા સાક્ષી છે. હવે અનુમાન કર કે તે 'હું' એ કોણ છે?

હું મારા આન્તર સ્વરૂપનું આ પ્રકાશિત દર્શન કરતો હતો ને અત્યંત શ્રદ્ધાથી પ્રગટ થતાં સત્યો ગ્રહણ કરતો હતો, એટલામાં તો "'હું' એ કોણ છે" તે ઉપર અનુમાન કરવાનો સવાલ આવ્યો. હું વિચારશૂન્ય બની ગયો. પળવાર મારૂં ભાન પણ ન રહ્યું:

"સત્યનો ઢોંગ કરનાર, તું ત્યારે તેને કાંઇક 'क' એવું નામ શા માટે આપતો નથી?"

પણ 'क' એ અજાણી વસ્તુ છે ને જો થોભો, તમે કદાપિ તમારૂં શરીર ન હોઇ શકો, જેને તમે 'હું' કહો છો તે તમને સાક્ષી રૂપે જુએ છે ને તમારા શરીરનાં કાર્યોની નોંધ લે છે. તમે જેને તમારી જાત કહો છો તેવું 'હું' એ તમારૂં મન નથી, કારણ કે તે 'હું' તમારા

મનનું સાક્ષીભૂત બને છે, અવલોકન કરે છે, ને કાર્યોનો નિર્ણય કરે છે. તે 'હું' તમારા મનની પાછળ હોય છે અને તમારા વિચારો, તર્કો ને ભાવો ખરા છે કે ખોટા તે શોધી કાઢી તમને બતાવે છે. તે 'હું' બુદ્ધિ પણ નથી; કારણ કે તમારી બુદ્ધિએ કરેલો નિર્ણય ખરો હોય તો તે 'હા' ભણે છે ને ખોટો હોય તો 'ના' કહે છે. તે 'હું' તમારી બુદ્ધિનાં કાર્યોની નિરીક્ષા કરે છે ને તેનો વિવેક કરે છે. તેજ 'હું' તમારી ચેતનાના વિવિધ રૂપોનો અનુભવ કરે છે ને સાક્ષીભૂત બને છે. 'હું' ને 'क' કહેવામાં આવે તો કશીય શોધ ન થઈ એમ કહેવાય. એટલે કે હું હતે: ત્યાં ને ત્યાં. આ કોયડો ઉકેલવા મથ્યો તે અગાઉ "'હું' કોણ છે? ને શું છે?" એ વિષેનું મારૂં જ્ઞાન હતું તેથી કાંઇજ વધ્યું નહીં!

"નહીં, નહીં, એમ નહીં. સવાલનો જવાબ મળી ગયો છે. તારા 'હું' ને 'क' ન કહેવું હોય તો 'આત્મા' કહે. નામ ગમે તે આપ. વસ્તુઓનાં નામ માણસે ઉપજાવી કાઢેલાં છે. ખરૂં જોતાં જે વસ્તુ માટે તું ફાંફાં મારતો હતો તે તને હાથ લાગી ગઈ છે. તું તારા 'હું' ને શરીર મન ને બુદ્ધિ સાથે સેળભેળ કરી દેતો હતો, પણ તે તો સર્વનો ઈશ્વર છે. આપણે જે 'હું' નો ઉચ્ચાર દિવસમાં હજારો વાર કરીએ છીએ, તેને ઋષિ–મુનિઓ આત્મા કહે છે. તું તારો આત્મા છે. તારો આત્માજ પોતાને 'હું' કહે છે. હવે સમજ્યો?"

---

# સૌંદર્ય ને શક્તિ.

આજ રાતનો વિષય એવો છે, જે દરેકને સાંભળવાનું મન થાય. દરેક માણસોને સૌંદર્ય ને શક્તિ મેળવવાનું મન થાય છે. સૌંદર્ય ને શક્તિ મેળવવા ઇચ્છા કરવી એ સ્વાભાવિક છે. આખું બ્રહ્માંડ એ સૌંદર્ય અને શક્તિનું સૌંદર્ય ને શક્તિના આધાર રૂપ પરમાત્મા પોતાનું વ્યક્તસ્વરૂપ છે. તે મૂળ તત્ત્વથી, તે દૈવી તત્ત્વથી બ્રહ્માંડનું અણુઅણુ વ્યાપ્ત છે. એ પરમાણુ મનુષ્યરૂપે વિકસિત થાય, ત્યારે સ્વાભાવિક છે, કે તે જીવનરૂપ બનેલા તેના મૂળ તત્ત્વોની તૃષ્ણા કરે. બળવાન થવું એ સ્વાભાવિક ઇચ્છા છે; પરંતુ જે બળ સૌંદર્ય ને શક્તિને નાશકારક હોય તેને મેળવવા ઇચ્છા કરવી, એ અસ્વાભાવિક છે. સૌંદર્ય ને શક્તિનો એવો ઉપયોગ કરાય કે જેથી દુનિયાની સુલેહ શાંતિનો ભંગ થાય, તો તેવાં સૌંદર્ય શક્તિ અસ્વાભાવિક કહેવાય. પણ વિસંવાદીપણાને સંવાદી કરવામાં જે સૌંદર્ય અસરકારક નીવડે તેજ સાચી શક્તિવાળું છે; જે શક્તિ મનુષ્ય—હૃદયમાં પ્રેમ ને શાંતિ પેદા કરી શકે, તેજ સાચી શક્તિ છે.

સર્વ જાતની સુંદરતા ને શક્તિ મનમાંથી ઉત્પન્ન થાય છે. જ્યારે મન સુંદર વસ્તુઓના વિચાર કરે છે, અથવા જ્યારે તે સુંદર વિચારો ને ભાવોથી ભરપૂર બને છે, ત્યારે

તે વિચારો ને ભાવોનું તેજ ચ્હેરા ઉપર પ્રતિબિમ્બિત થાય છે. જીવનના ઉચ્ચ અને સુંદર ભાવો વ્યાપી રહ્યા હોય, ભાવનાઓનો સતત વિચાર આપણામાં ચાલી રહ્યો હોય, તો તેનો પ્રકાશ આપણા ચ્હેરા ઉપર પડે છે. ઘણા સામાન્ય માણસોના ચ્હેરા ઉપર એવા પ્રકાશનું પ્રતિબિંબ પડેલું હોય તો તે તરફ માણસો ખેંચાય છે. ત્યારે એથી ઉલટું, કેટલાંક માણસો સર્વાંગે એટલા સુંદર દેખાવનાં હોય છે કે જાણે તેઓ કળાની મૂર્તિઓ હોય તેવાં દેખાય છે. તેમના સર્વ અવયવો સૌષ્ઠવપૂર્ણ હોય છે. છતાં ઘણી વેળા તેમાં સુંદરતા નથી દેખાતી. અવયવોમાં અજાયબ સમતા હોય છતાં સૌષ્ઠવપણાને પ્રકાશિત કરે એવાં તત્ત્વોનો અભાવ હોય એવા મનુષ્ય પ્રત્યે આપણું લક્ષ જતું નથી. આપણને ઘણાં માણસો મળે છે, જેમના ચ્હેરા ઘરગથ્થુ હોય છતાં તે દરેક જણને આકર્ષે છે, જ્યારે કેટલાંક સૌષ્ઠવપૂર્ણ, સુંદર અવયવોવાળાં માણસો પણ હોય છે છતાં તેઓ કોઇને પણ આકર્ષી શકતાં નથી. તમને અચંબો થશે કે અસમાન અવયવવાળાં માણસો ન્હાય છે, મન ઉપર સત્તા ભોગવી શકે છે, ત્યારે સુંદર અંગો ધરાવનાર માણસો શા માટે સત્તા ચલાવવામાં નિષ્ફળ નીવડતાં હશે ?

મનનો પ્રકાશજ ચ્હેરા ઉપર કઢંગાપણું કે સુંદરતા દર્શાવે છે. તે પ્રકાશ મનના કઢંગા વિચારોમાંથી આવતો હોય તો ચ્હેરા ઉપર કઢંગાપણાની છાપ પડે છે. મનના વિચારો સુંદર, ઉચ્ચ, શાન્ત, સંવાદી હોય, તો તેવું પ્રતિબિંબ પડે છે. મનજ આકર્ષણ પ્રત્યાકર્ષણનું મૂળ કારણ

છે. મનનો પ્રકાશ શરીરમાં વ્યાપી રહેલો છે, ને શરીરદ્વારા પ્રકાશે છે; પણ ચ્હેરો શરીરના બીજા અવયવો કરતાં વધારે પારદર્શક છે, ને તેથી ચ્હેરા ઉપર તેનું દર્શન સૌથી વધારે થાય છે.

હિંદુસ્થાનમાં તેમજ અહિંયાં શિક્ષણ આપતાં મેં જોયું છે કે કેટલાક વિદ્યાર્થીઓના અવયવો તદ્દન સાધારણ તો કેટલાકની બાબતમાં થોડાક આકર્ષક હતા. છતાં થોડાં અઠવાડીયાંના અધ્યયન પછી આધ્યાત્મિક વિચારોમાં, પ્રભુના વિચારોમાં, પ્રભુના સૌંદર્યના વિચારોમાં, તેમનાં જીવન ગાળવામાં આવતાં કે તરતજ તેમના ચ્હેરા બદલાઈ જતા. ફક્ત થોડાં અઠવાડીયાં ન જાય એટલામાં તો જાણે નવા અવયવો ધારણ કર્યા હોય, તેવા તેઓ લાગતા. આવો કદીએ નહીં જોએલ પ્રકાશ દેખી, દરેક જણ ટીકા કરવા મંડી જતું. અમેરિકામાં તો આ ફેરફારની અજાયબી વિશે પૂછપરછ થતી. મે એવી એક છોકરી જોઈ હતી. તેણે ઈશ્વરી વિચારો ને ઈશ્વરી ભાવનાઓમાં છ અઠવાડીયાં નહીં ગાળ્યાં હોય તેટલામાં તો તે સૌંદર્યપૂર્ણ બની ગઈ હતી. પહેલ વહેલી આવી ત્યારે તે ઘણી નાજુક હતી. તેના ચ્હેરાનો દેખાવ કાંઈ ખાસ આકર્ષક નહોતો. પરંતુ આધ્યાત્મિક વિચારોના મનનમાં તેણે થોડાંક અઠવાડીયાં ગાળ્યાં હશે એટલામાં તો તેનો આખો ચ્હેરો ફરી ગયો. એટલુંજ નહીં, તે શરીરે હૃષ્ટપુષ્ટ ને તંદુરસ્ત બની. મને પણ તે ચમત્કાર જેવું લાગ્યું. આ અચાનક ફેરફારથી તેનાં માબાપ ને તેની સખીઓ અચંબો પામી. મને પણ કાંઈક અચંબા જેવું લાગ્યું ને હું તેના કારણનો

વિચાર કરવા લાગ્યો. મને માલમ પડ્યું કે જ્યારે મેં તેને પહેલ વહેલી જોઇ ત્યારે તે આત્મભૂખી હતી. આખી જીંદગી તેણે આવી ભૂખમાં ગાળી હતી. તેનાં માતપિતા સારી સ્થિતિવાળાં હતાં, તેમને તે એકની એક છોકરી હતી, જીંદગી સુખી ને આનંદી બનાવી શકાય તેવી દરેક વસ્તુ એને હોય એમ લાગતું હતું, અને છતાં તે સુખી ન હતી. શરીરપોષણમાટે તેની કને પૂરતી ચીજો હતી, આત્મ-પોષણ માટે કશુંજ નહોતું. આત્મા ભૂખ્યો હતો; ને આત્મામાં કકડતી ક્ષુધાથી તે પીડાતી જીવતી હતી. તેને અસર કરી શકે એવા પરમાત્માના વિચારો તેનામાં આવ્યા ત્યારે તેને તેનો ખોરાક જડયો ને તે ખોરાક ઉપર તે ગુજારો કરવા લાગી. છ અઠવાડીયાંમાં તો તેના આત્માને, મનને ને શરીરને પુષ્ટિ મળી.

આપણે જેના જેના વિચાર કરીએ તેમાં લય પામીએ; સતત વિચાર કરીએ તેમાં લય પામીએ; તેના ગુણમાં લય પામીએ. આ વાત મેં તમને ઘણી વખત કહી છે. તમને આવો અનુભવ જીંદગીમાં પણ થયો હશે. તમને બધાને તેની સત્ય પ્રતીતિ છે. વિષયના ગુણો જે વિષયરૂપ છે તેમાં આપણે લય પામીએ છીએ. દરેક વસ્તુ તેના ગુણોનું વ્યક્ત સ્વરૂપ છે. જો આપણે ખરાબ વસ્તુઓના વિચાર સતત કરીશું તો તેના ગુણો આપણી મારફત આપણા ચ્હેરા મારફત પ્રગટ થવાના. આપણે સુંદર આકર્ષક આત્મોદ્ધારક વિચાર કરીએ તો તેવા વિચારનો પ્રકાશ આપણા ચ્હેરાપર પડે.

આપણે કેટલીકવાર ગ્લાનિવાળા ચ્હેરા જોઇએ છીએ, તેમનાં અંગો સુંદર હોય છે, છતાં ગ્લાનિથી તેમના ચ્હેરા

ને તેમનાં અંગો બગડી ગયાં હોય છે. વળી એવા પણ મનોહર આકર્ષક ચ્હેરા હોય છે, જેમના આકર્ષણનાં લાલિત્યો જુઠ્ઠાં હોય છે. આવા ચ્હેરા ઉપરચોટીઉં જોનારનેજ આકર્ષક લાગશે; બારિક જોનારને તો આંખના પલકારમાં તેમનાં લાલિત્યનું જુઠ્ઠાપણું ને પોકળપણું જણાશે. સૂક્ષ્મ અવલોકનકાર આવી જાતનાં લલિત માણસથી સાવધ બને છે. જો આપણે મનઃપ્રદેશ ને તેનાં ઉંડાણમાં વાસ કરતા હોઇએ, તો આપણને એવો પ્રકાશ મળશે જે વડે બીજાઓનાં મનનાં ઉંડાણો જોઈ શકાશે; એટલે કે નામનાં દેખાવડાં, કેવળ બાહ્ય દેખાવ પાછળ શું સંતાઈ રહેલું છે, તે જોઈ શકાશે. પણ ત્યારે પ્રશ્ન થશે કે–તે ચ્હેરો મનોહર **શી રીતે** હોઈ શકે? મનના મેલા ને હૃદયના ઢોંગી એવા માણસનો એ ચ્હેરો હોય, તો શા માટે તે મનોહર લાગે છે? એવા ચ્હેરામાં આકર્ષણપણું કે લાલિત્ય કયાંથી આવે છે? તેનો જવાબ એ છે કે બીજાં માણસોને આકર્ષવાના હેતુથી તે લલિત વસ્તુઓ ઉપર મન લગાડે છે અને પરિણામે લાલિત્ય જન્મે છે. લોકોને મુગ્ધ કરવાના હેતુથી મોહક વિચારો ઉપર તેણે મન લગાડેલું હોય છે. તેના વિચારો મોહક ભાવવાળા હોય છે અને તે મોહક વિચારોના પ્રકાશનું પ્રતિબિંબ તેના ચ્હેરા ઉપર પડે છે. પણ તેના વિચારો ખોટા, અમાનિત, કેવળ મનના ક્ષણિક મહેમાનો છે; તેવોજ તેનો પ્રકાશ પણ આભાસરૂપ છે, અને આ વાત સૂક્ષ્મ નજરે જોનારને તરત સમજાઇ જાય છે. આપણે એવા માણસોને મળીએ છીએ જેમને પહેલી મુલાકાતેજ આપણે ચાહવા લાગીએ છીએ;

પણ અનુભવથી જણાય છે કે તેઓ પહેલાં જણાયા તેવા નથી હોતા. તેઓ તદ્દન જુદી જાતના છે, આમાં આપણા મનનોજ દોષ છે. આપણું ઉપરચોટીઉં મન સામાનું ઉપરચોટીઆપણું જોઇને—કેવળ બાહ્ય મનુષ્યને જોઇને ઠગાએલું. આમ આપણેજ આપણી જાતને ઠગીએ છીએ. આપણે ઉપર ઉપરના ક્ષુલ્લક વિચારો કરતા હોઇએ, છતાં આપણે જાણે મહાન વિચારક હોઇએ એમ માનીએ છીએ. એવા પણ ઢોંગી હશે જેઓ પોતાના દોષો કે નિર્બળતાઓ સુદ્ધાં કબુલ નહીં કરે.

ઇશ્વરાંશરૂપ, પરમાત્મપ્રતિબિંબરૂપ, પરમાત્મ—તત્ત્વરૂપ, એવા આપણા આત્મામાંથી જે સૌંદર્ય જન્મે છે તે સૌથી વધારે સુંદર હોય છે. સૌંદર્યના ઝરારૂપ, સૌંદર્યના આધાર રૂપ, સૌંદર્યના મૂળરૂપ, સર્વ શાંતિ ને સંવાદના તત્ત્વરૂપ પરમાત્માના ચિંતવનમાંથી જે સૌંદર્ય જન્મે છે; તે પરમ દર હોય છે. પરમાત્મા પ્રેમસ્વરૂપ છે, અને મનને જે ગુણો આકર્ષક લાગે છે તેમાં પ્રેમ એ તેની માતારૂપ છે. આન્તર સૌંદર્યના પ્રતિબિંબરૂપ સૌંદર્યથી, મન ને હૃદયના સૌંદર્યથી, પ્રભુમય વિચારોના પ્રતિબિંબરૂપ સૌંદર્યથી જે મનુષ્યો ભાગ્યશાળી છે, તેઓ પોતે સુંદર છે તેવું તેમને ભાન સુદ્ધાં નથી હોતું. આવી રીતે અભાનપણે ભોગવાતું સૌંદર્ય સૌથી પરમ સૌંદર્ય છે, એ સાથે તમે સર્વ એકમત થશોજ. બે માણસો હોય જેમાં એકને પોતાના સૌંદર્યનું ભાન હોય જ્યારે બીજાને ન હોય તો કુદરતી રીતેજ જેને સૌંદર્યનું ભાન નથી તેની તરફ આપણે ખેંચાઈશું. જેને સૌંદર્યનું આત્મભાન નથી તે વધારે સુંદરતા પ્રગટ કરે છે. પેલા બીજામાં

સૌંદર્ય સાથે અહંવૃત્તિ ભરેલી હોય છે. તેમાં સૌંદર્યના અભિમાની વિચારની છાપ પડેલી હોય છે. પહેલાની બાબતમાં તેના આત્મમય થએલા મનમાંથી કે તેના સુંદર વિચારોમાંથી કે સુંદર ચારિત્ર્યમાંથી અજાણપણે સૌંદર્ય દેખા દે છે ને તેથી તે ઘણું આકર્ષક લાગે છે; આવભાવ કોઇ પણ પ્રકારે અટકતો કે નડતો નથી. આમ જ્યારે એક સૌંદર્ય અભિમાની વિચારના અંધકારથી મિશ્ર થયેલું છે, ત્યારે બીજું કુદરતી આવિર્ભાવમાં અમિશ્ર પ્રકાશે છે.

પરમાત્મચિંતનમાં નિમગ્ન થએલાં ધાર્મિક સ્ત્રી–પુરુષોનું સૌંદર્ય સૌથી વધારે આકર્ષક થવાનું એક તો કારણ એ હોય છે કે તે સૌંદર્યનું દર્શન ઘણું જ અહંભાવરહિત હોય છે. આવાં માણસ પોતાના સૌંદર્યનો કે મનનો પણ વિચાર કરતાં નથી; ન તો લૌકિક પદાર્થનો કે જડ વસ્તુઓનો; તે તો જીવનતત્ત્વમાં—આધ્યાત્મિક વિચારોમાં, પ્રભુમાં જીવન ને પ્રેમને લગતા વિચારોમાં રહે છે. પરમાત્માનો પ્રકાશ આમ અહંભાવરહિત દશામાં અજાણપણે સ્વયમેવ ઝળક્યાં કરે છે ને તેથી જ તે બધા કરતાં વધારે આકર્ષક હોય છે.

પર્વતની કોતરોમાં રહેલા સાધુઓને જોવાના પ્રસંગો અમને જેવા હિંદુસ્થાનમાં મળે છે તેવા ભાગ્યેજ તમને અહીં મળતા હોય. તમે કોઇ સાધુની ઝુંપડીમાં અગર સંન્યાસીના કોતરમાં જાઓ તો ત્યાં વાળનાં ગુંછળાંને રખ્યામાં રોળી માથે વીંટાળનાર સાધુ તમરા જોવામાં આવશે. આજ ભીંત ઉપર મારા ગુરુના ગુરુનું ચિત્ર છે. જુઓ, તેમને ૧૬૦ વર્ષ થયાં છે. ફોટોગ્રાફ ઉપરથી ચિત્ર દોરવામાં આવ્યું છે. તેમનું

વય ૧૬૦ વર્ષનું હતું ને મેં તેમનાં દર્શન કરેલાં. તેમના તરફ નજર કરો ! એમણે એક ઉપર એક એમ વાળનાં ચાર પાંચ ગુંછળાં વાળેલાં છે. એમની આંખો તરફ જુઓ ! જો કે ફોટોગ્રાફ ઘણોજ અપૂર્ણ છે ને ચિતારે મારા કહેવા પ્રમાણે ચિતર્યો છે–મેં તેમનો રંગ મોઢથી કહેલો જો કે તે અપૂર્ણ છે, છતાં તે કેવા રૂપાળા ને સુંદર દેખાય છે ? ૧૬૦ વર્ષની વયે પણ તે બાલક પેઠે ચાલતા બાલક જેવા ચપલ હતા. તેમના ચ્હેરામાં થઇ એક એક છિદ્રમાંથી આત્મપ્રકાશ ચળકતો. તેમની આંખો એવી તેજસ્વી હતી કે તેમની સામે જોવું અગર દૃષ્ટિપાત કરવો, એ ઘણું જ મુશ્કેલ હતું. તેમનો ભાવભર્યો–પ્રેમભર્યો પ્રકાશ એવો જબરો હતો કે તે નયન દ્વારા વ્યક્ત થતો ત્યારે તેનો પ્રભાવ સાધારણ માણસ તો સહીજ શકે નહીં.

આવા સાધુ યા યોગીઓએ ટાઢથી રક્ષણ કરવા શરીર ઉપર રખ્યા ચોળી હોય છે ને લંગોટી સિવાય બીજું કશું પહેરેલું હોતું નથી. હીમથી ભરપૂર એવા હિમાલયનાં કોતરોની ઠંડી પણ તેમને કશુંજ કરી શકતી નથી. ઉઘાડા શરીરે વાયુની લ્હેરોમાં ને ખુલ્લી હવામાં તેઓ મઝા કરે છે. તેઓ પ્રાકૃત મનુષ્યો છે. વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છતાં ઘણાજ સુંદર લાગે છે. તેઓમાં કાંઇક એવી આકર્ષણ શકિત હોય છે, જેવી શક્તિ સુંદર છતાં આધ્યાત્મિક ન હોય તેવા મનુષ્યોમાં નથી હોતી. તેમને રહેવાની ધરતી માટીની હોય છે, ફર્નીચર નથી હોતું; તેને વાળી ઝુંડીને સાફ પણ કરેલી હોય કે નહીં–તે કદાચ કચરાથી પણ ભરેલી હોય, છતાં આ બધી આગળ પાછળની સઘળી

વસ્તુઓ ઉપર તેમનો પ્રકાશ પડે છે ને દરેક ચીજને સુંદર, કુહતૂલ ઉપજાવે તેવી આકર્ષક, ને પવિત્ર બનાવે છે. તમારૂં મન ખેંચાઈ જાય છે. સ્થૂલ ચોખ્ખાઇના યાતો ઉપર ઉપરની સફાઈના તમારા તમામ વિચારો મનમાંથી ઉડી જાય છે. તમે એક એવા પાવત્ર ને શુદ્ધ માણસને જુઓ છો, જેના સ્પર્શથી તમારાં શરીર, મન ને આત્મા પવિત્ર થતાં હોય એમ તમને લાગે છે. તેના આત્માનાં સૌંદર્ય, પ્રેમ ને પાવત્રતાના સતત વહતા ઝરાની આકર્ષક શક્તિ તમને આંજી નાંખે છે. તમે દિવસમાં પાંચ વખત ન્હાતા હો ને પાંચ પાંચ વખત વસ્ત્રો બદલતા હો, છતાં તમને લાગશે કે બ્હારથી શુદ્ધ હોવા છતાં તમે તેની આગળ અશુદ્ધ છો; પ્રભુ–પ્રેમના–પરમાત્માના માટે વિકાસ પામેલા આત્મપ્રેમના જ્ઞાન ને પ્રકાશથી તેના આન્તરની દરેક વસ્તુ શુદ્ધ થએલી હોય છે. તે પરમાત્મપ્રેમમાં, તેના સૌંદર્યમાં, તેની શક્તિમાં લય થયો હોય છે. આથી પ્રેમ તેના સર્વ ગુણો સહિત તેના શરીરના દરેક છિદ્રમાંથી પ્રકાશી રહ્યો હોય છે. તમે મુગ્ધ બની જાઓ છો. તમે તમારી અલ્પ જાતને, તમારા બાહ્ય શુદ્ધિના વિચારોને અને હજારો અશુદ્ધ વસ્તુઓને આવરી રહેલી તમારી ઉચ્ચ પ્રગતિને ભૂલી જાઓ છો. તેની પ્રગતિ પ્રકૃતિનાં ઉંડા સ્વરૂપ ને પ્રગતિને સમરૂપ છે. પ્રકૃતિના ધર્મોની આર્ષશક્તિ તેના ઉપર એવી તો પ્રભા નાંખે છે કે તમે તેની આગળ કેવળ ક્ષુદ્ર બની જાઓ છો.

સૌથી ઉચ્ચ અને ઉત્તમ પ્રકારનું સૌંદર્ય આત્મમય થએલા ને પરમાત્મનિષ્ઠ મનમાંથી ઉત્પન્ન થાય છે,

તેમજ હરેક પ્રકારની સાચી શક્તિ આત્મામાંથી કે આત્મમય મનમાંથી ઉદ્ભવે છે. એ સત્ય છે, કે જેમ આધ્યાત્મિક સૌંદર્ય એ શક્તિનો આવિર્ભાવ છે, તેમ શક્તિ એ સૌંદર્યનો આવિર્ભાવ છે. જ્યારે તમે કોઇ ખરેખર સુંદર માણસને જુઓ છો, ત્યારે તમે તેની તરફ ખેંચાઇ જાઓ છો; એટલે કે તેની સૌંદર્યશક્તિ તમને પકડી રાખે છે. જ્યારે તમે કોઇ શક્તિવાળા માણસને જુઓ છો, ત્યારે તેનું શક્તિસૌંદર્ય તમને ખેંચે છે. સૌંદર્ય નિયમિત કે સૌષ્ઠવપૂર્ણ અંગોનું બનેલું નથી. સૌંદર્ય આકર્ષણશક્તિનું બનેલું છે. જેમ જેમ મનની આકર્ષણ શક્તિ વધારે, તેમ તેમ પ્રકાશનું ખેંચાણ વધારે. આ આકર્ષણ સૌંદર્યરૂપે જણાય છે.

× × × × ×

પરમાત્મા કે જીસસ ક્રાઇસ્ટને ચીતરવા ચિત્રકારે તેમના પરમ ભક્ત બનવું જોઇએ. જે કળાકુશળ ચિત્રકાર ક્રાઇસ્ટમય જીવન ગાળતો હોય ને ક્રાઇસ્ટ સિવાય બીજું કશું ન જોતો હોય, તે ચિત્રકળામાં બહુ પાવરધો ન હોય છતાં પણ જીસસનું ચિત્ર કાઢી શકશે. મહાન ક્રાઇસ્ટને ચિતરવા કળા, શિક્ષણ કે બુદ્ધિ શક્તિમાન નથી. હાલના પ્રભાવશાળી પુરૂષોનાં મન કુદરતનાં દશ્યો માટે કેળવાયાં છે, અને તેમાં એકાગ્ર થઇ શકે છે, પણ આ જાતની માનસિકતા જડ સ્વભાવની કહી શકાય. જેમ મોટાઇની કદર કરવા આપણે મોટા થવું જોઇએ, તેમ સૌંદર્યની કદર કરવા આપણામાં સૌંદર્ય હોવું જોઇએ.

મેં એક દિવસ એક અંગ્રેજી કળાભુવનમાં શિક્ષણ પામેલા હિંદુ ચિત્રકારના હાથે ચિતરાએલું શ્રીકૃષ્ણનું ચિત્ર કલકત્તાની કળાશાળામાંથી ખરીદી, મારી માતાને આપ્યું. તેની પાસે શ્રીકૃષ્ણનું એક ચિત્ર હતું. તેની કીંમત તેણે બહુ તો અડધો આનો આપ્યો હશે. તમે તો એ ચિત્ર જોઇ એમ પણ કહો, કે કળાકુશળ માણસની આંખને તો તે સુગ ચડે એવું લાગે. તે કાંઇક એવું હતું કે જેમાં શ્રીકૃષ્ણના અવયવોને આછા રંગોથી પૂર્યા હતા ને તેનો કાંઇકિ ભાવ આપતું હતું—પણ તે એવું કે કોઈ યુરોપીઅન તેને એકવાર જુએ, તો બીજીવાર જોવાનું નામ ન દે. મારી માતા આ ચિત્રની દરરોજ સેવા કરતી. મારા મને સુંદર ધારેલું ચિત્ર મેં મારી માતાને આપ્યું. મેં કહ્યું, "બા, પેલા ચિત્રને આઘું મૂક; ને હવેથી આ ચિત્રની સેવા કરજે." તેણે તે લીધું. મેં એ ચિત્ર આપેલું તેથી તે ઘણી ખુશ થઇ, પરંતું બીજે દિવસે જ્યારે મેં એને સેવામાં જોઇ, ત્યારે મેં જોયું, કે તેણે નવાને બદલે જુના ચિત્રનો ઉપયોગ કર્યો હતો, ને નવાને જુના પાછળ રાખ્યું હતું. તે ઉપરથી મેં પૂછ્યું, "બા, આ ચિત્રની સેવા કેમ કરતી નથી?" તેણે જવાબ દીધો, "એમાં શું છે? એમાં કાંઈ નથી." પણ મેં ઉમેર્યું, "બા, તમને પેલું ચિત્ર વાપરવાની ટેવ પડી ગઈ છે એટલે સ્તો. શ્રી કૃષ્ણનુ એ સ્વરૂપ ઘણું કદરૂપું છે. કૃષ્ણ જેવું તો આ વધારે લાગે છે." તેણે કહ્યું, "તને ખબર નથી. આ ચિત્ર ચીતનારને કૃષ્ણ ઉપર પ્રીતિ નહીં હોય, અને જો કે આ ચિત્ર નજીવી કીંમતનું છે, છતાં આ માણસે કૃષ્ણ ઉપરના ભાવથી ચીતરેલું છે. તમારા નવા

ચીતારાઓમાં કશોજ માલ નથી. જુના ચીતારાઓ જે વસ્તુઓ ચિતરતા તેના આત્મભાવથી તેઓ ભરેલા હતા."

આ પરથી હું માતા પાસેથી એ શીખ્યો કે અકુશળ પણ કૃષ્ણ ઉપર ભાવ રાખનાર ચીતારો શ્રીકૃષ્ણનો તેના કદરૂપા ચિત્રમાં પણ વધારે સાચો ખ્યાલ આપી શકે છે.

× × × × ×

હા, આત્મામાંથી, આત્મચૈતન્યમાંથી જે સૌંદર્ય જન્મે છે, તે જ સૌથી વધારે સુંદર ને વધારે ઉપભોગ્ય હોય છે. આવું સૌંદર્ય વય ઉપર આધાર રાખતું નથી. જ્યારે વૃદ્ધાવસ્થા હોય ને ગાલે કરચલીઓ પડી ગઇ હોય ત્યારે પણ તેમાં તે અસ્તિત્વ ધરાવે છે. આત્મામાંથી પ્રકાશતું સાંદર્ય સ્ત્રી–પુરૂષને આત્મામાંથી પણ સુંદર બનાવે છે. પ્રેમપ્રદેશરૂપ ને આત્મજનિત સૌંદર્યના આનંદમાં તેઓ ખેલ્યા કરે છે. તે શક્તિને આત્મામાંથી એટલા માટે ખેંચવામાં આવે છે કે તેના વડે દરેક વસ્તુ ઉપર તે સત્તા ધરાવી શકે. આત્મલીન મન વડે તે આત્મિક શક્તિ જન્મ પામે છે. આપણે પરમાત્મામાં લીન થઇએ તો આપણે પરમાત્મશક્તિમાં, એટલે કે આત્મા નામની તે અનન્ત શક્તિમાં લીન થઇએ છીએ.

કેટલાકમાં શક્તિ હોય છે તો કેટલાકમાં નથી હોતી, એ જોઈ આપણે વિચારમાં પડીએ છીએ, કે આમ કેમ બનતું હશે ? જેઓમાં શક્તિ નથી હોતી તેઓમાં માનસિક એકાગ્રતા પણ નથી હોતી. એકાગ્રતાથી મનનાં સઘળાં બળ એકીકૃત થાય છે. એકીકૃત થએલાં માનસિક બળો વધારે

શક્તિવાળાં હોય છે. જ્યારે આ બળો સર્વ શક્તિના કારણ રૂપ પરમાત્મા ઉપર સ્થિર થાય છે, ત્યારે મન આદ્યશક્તિનાં ગુણોમાં લીન થાય છે. મેં વારંવાર કહ્યું છે કે જેનો જેનો વિચાર કરીએ, તેમાં તેમાં લય પામીએ; વિષયો એ વિષયના ગુણોનાં જડ સ્વરૂપો વિણ બીજું કાંઈજ નથી અને જે જે વિષયો આપણે વિચારીએ, તેમાં તેમાં આપણે લય પામીએ.

પ્રભુને પોતાના ગુણો હોય છે. શાન્તિમય ગુણો જે આપણા જીવનમાં દેખાય છે તે પરમાત્મગુણોનાં પ્રતિબિંબો છે. તમે પરમાત્માનું ચિંતવન કરો, તમે તેને પ્રેમરૂપ, શાન્તિરૂપ, સંવાદરૂપ, શુભેચ્છારૂપ જાણો અને એવા જ્ઞાન સાથે તેનું ધ્યાન ધરો, ત્યારે તમે તેના ગુણોમાં લય થાઓ છો: દરેક વિચાર સાથે તમે તેના ગુણોમાં લય થાઓ છો. જેટલું ધ્યાન વધારે, તેટલી લીનતા વધારે. આમ કરતાં કરતાં તમે તેની શક્તિથી ભરપૂર બનો છો, આજ શક્તિ તમારા દરેક કાર્યમાં, તમારા દરેક વિચારમાં પ્રતિબિંબિત થાય છે.

જે પળે તળે પ્રભુનો કેવળ વિચાર કરશો, તેજ પળે તમારૂં મન પ્રભુમાં—શાન્તિમાં પ્રપાત કરશે, ને તમે વાચા બદ્ધ થઈ જશો.



# સ્રી—પુરુષના ધર્મો.



કેટલાક લોકોને લાગશે કે આ વિષય ઘણો સહેલો છે પણ તેમ નથી. સ્રી પ્રત્યે પુરુષના અને પુરુષ પ્રત્યે સ્રોના શા ધર્મો છે, તે ઉપર પૂર્વે પ્રબુદ્ધ ઋષિમુનિઓએ તેમનાં ડહાપણ ને બુદ્ધિ રોકેલાં. કારણ, સ્રી પુરુષના સંબંધ ઉપરજ દુનિયાની શાન્તિનો આધાર છે. આવી શાન્તિ વિના દુન્યવી પદાર્થોની પ્રાપ્તિ પણ સંભવિત નથી. "ૐ શાન્તિ: ! શાન્તિ: ! શાન્તિ: !" આ ત્રણ શબ્દોથી વેદનું દરેક પ્રકરણ શરૂ થાય છે અને એજ શબ્દોથી તેનો અંત આવે છે. કારણ, જીંદગીનું દૃષ્ટિબિંદુ શાન્તિ છે. શાન્તિજ દરેક સભ્યતાની પોષક છે, તેજ સર્વ માનુષી સુખોનો પિતા છે.

જ્યાં લગી સ્રી પુરુષ વચ્ચે શાન્તિ હોતી નથી; એટલુંજ નહીં પણ તે શાન્તિ તેમના અરસપરસની એકસંપી ઉપર રચાયેલી હોતી નથી, ત્યાં લગી ઘર એ નથી ઘર કે જીંદગી એ નથી જીંદગી ને રાષ્ટ્ર એ નથી રાષ્ટ્ર. શાન્તિ વગરનું દુન્યવી જીવન પણ નકામું છે. શું શાન્તિ એ જરૂરી વસ્તુ નથી ?

શાન્તિ શું છે એ જાણવા આપણે પ્રકૃતિમાં સ્રી પુરુષનો શો સંબંધ છે, એ જાણવું પડશે. આવા સંબંધનો

અભ્યાસ આપણે આત્મપ્રકાશના તેજ વડે કરવો જરૂરી છે, જેથી વિરોધો મટાડી સમન્વય કરી શકાય.

"ગૃહ" શબ્દમાંજ શાન્તિનો ભાસ થાય છે. સ્ત્રી ગૃહની અધિષ્ઠાતા દેવી છે. પુરુષ સ્ત્રી વાસ્તે ઘર બનાવે છે; સ્ત્રીને કાજે ગૃહવાસી બને છે. તમે ગૃહિણી શબ્દ બોલો તેની સાથેજ ગૃહનો ભાવ આવી જાય છે. ગૃહ શબ્દના ઉચ્ચાર સાથેજ સ્ત્રીનો સંબંધ યાદ આવશે.

સત્યયુગમાં સ્ત્રી પુરુષ સાથે રહેતાં, હરતાં ફરતાં ને જીવન પસાર કરતાં. તે વખતે પૃથ્વી એ સ્વર્ગનો બગીચો હતો. તેમને રહેવા ઘર નહોતું. અને ઘરની તેમને જરૂર પણ નહોતી. પૃથ્વીના પટ ઉપર તેઓ સ્વતંત્રપણે રહેતાં: તેમને કોઈ પણ રીતરિવાજોનું બંધન નહોતું: તેમને નહોતો ચલાવવાનો સંસારવ્યવહાર કે નહોતી છાપરાના આશ્રયની જરૂર. આખું વિશ્વ એ તેમનું ઘર હતું. સૂર્યથી પ્રકાશિત ભૂરૂં આકાશ જે જીવનનું પોષક ને આધાર છે, એ તેમના ઘરનું છાપરૂં હતું; તારા ને ચંદ્ર રાતના દિવાની ગરજ સારતાં; વૃક્ષો તેમના ઘરની દિવાલો હતી ને ફલ એ તેમની ક્ષુધા તૃપ્તિનો ખોરાક હતો. પાણી માટે નદીઓ ને તળાવો હતાં. ઘરની ડખલ બિલકુલ નહોતી, એટલે કે માટી ચુના કે લાકડાનું ઘર નહોતું. આવું છતાં તેઓ અત્યંત આનંદી જીંદગી ગાળતાં, અરે, એવું આનંદી જીવન ગાળતાં કે આપણા કળિયુગના લોકોને તો તેનો અનુભવ કે સ્વપ્નું સરખું પણ આવવું દુર્લભ છે. આપણે "હવા પર જીવતો" એવી એવી જાતના શબ્દો વાપરીએ છીએ: ખરે, આ સત્યયુગના

લોકો હવા પર જીવતા, તેઓ હવા કરતાં ઘણા સૂક્ષ્મ પદાર્થ પર જીવતા; જે ખોરાક ઉપર તેઓ જીવતા તેને હવા જોડે સરખાવતાં, હવા ઘણી જડ વસ્તુ લાગે. પ્રેમ એ તેમનો ખોરાક હતો: આ પ્રેમ આત્મચેતનામાંથી જન્મતો. તેઓ આત્મચેતનામાં જીવતા. તેઓનાં મન આત્માભિમુખ હતાં, તેઓ આત્મચક્ષુઓ વડે બાહ્ય પ્રકૃતિને જોતા અને તેને આન્તરમાં પ્રકાશિત આત્માના તેજ વડે અન્વેશિત થયેલી તથા પ્રકાશિત થયેલી ભાળતા. આત્મામાં જીવતા હોવાથી તેઓ સુખી હતા. આપણે દુર્ભાગી જીવો તેવા થવા પ્રયત્ન કરીએ છીએ, પણ નિષ્ફળ થઇએ છીએ. તેમના સુખનો ઝરો અંદરથી ઝરતો; આપણે આપણું સુખ બહારથી મેળવવા મથન કરીએ છીએ.

આ પુરુષના ધર્મો કેવા હોવા જોઇએ, તેનું જ્ઞાન તેમને આત્મપ્રેરણાથી થએલું હતું તેમનો ગુરુ આત્મા—આત્મબળ થએલી તેમના ચેતના હતી. તેઓ જંગમવેદો હતા. વેદોનું સત્વ તેમનામાં હતું, તેમની ચેતનામાં તે પ્રકાશી રહ્યું હતું, ને તેમાંથીજ તેમની કાર્ય ગતિ ઉદ્દભવતી. આથી તેઓ સત્ય શું છે તે જાણી શકતા. ખોટું શું છે તેની તો તેમને ખબરજ નહોતી કારણ આત્મપ્રકાશજ તેમને ખરો રસ્તો હમેશાં બતાવતો.

પણ આ યુગો જતા રહ્યા છે. આપણે હાલ ઘણા અધમ યુગમાં જીવીએ છીએ. તમને ઘણાને આ કથન નહીં ગમે. તમે કહેશો કે અમો તો પ્રકાશના યુગમાં જીવીએ છીએ. કેટલેક અંશે આ યુગ પ્રકાશનો યુગ છે—એટલે કે

વિજળીના પ્રકાશનો યુગ છે—એટલે કે વિજળીના તેજ વડે પ્રકાશિત થએલા અંધકારનો યુગ છે.

સનાતન ધર્મ એવો વૈદિક ધર્મ કહે છે કે તેના અનુયાયીઓએ પ્રકૃતિના આંતર નિયમો અનુસાર જીવન પસાર કરવું જોઇએ. દ્વાપર યુગના આવાગમન સાથેજ સત્યુગનાં સ્ત્રી પુરુષોના મનમાં જે પ્રકાશ હતો તેનો લોપ થયો; પ્રકૃતિનો આત્મા જેમ જેમ જડ થતો ગયો, તેમ આત્મપ્રકાશ ઝાંખો થતો ગયો ને તેને માટે અભ્યાસ કરવાની જરૂર પડી; હવે વેદોના અભ્યાસદ્વારા જીવને સત્પથે જીવવાનું રહ્યું.

વેદ પ્રમાણે સ્ત્રી પુરુષ એ એક બીજાના અર્ધભાગરૂપ છે; બે ભાગો મળી એક આખો પૂરો થાય છે. પુરુષ એ પુંલ્લિંગ શક્તિ છે, સ્ત્રી એ સ્ત્રીલિંગ શક્તિ છે. હાલના જમાનામાં એટલો મિથ્યાભિમાન પ્રવર્ત્તે છે કે વિરૂદ્ધ કથન સાંભળતાં ક્રોધ થઈ આવે છે; સ્ત્રીઓ મને માફ કરે, હું જ્યારે સ્ત્રીઓને સ્ત્રીલિંગ શક્તિવાળું કહું છું ત્યારે તેમાં હું તેમને હલકા દરજ્જાની ગણતો નથી, તેમજ ભૂતકાળના પ્રબુદ્ધ ઋષિઓ પણ તેમ ગણતા નહીં. તમને ખબર છે કે પુંલ્લિગ ને સ્ત્રીલિંગ એમ વસ્તુનાં બે જુદાં જુદાં બળો હોય તોજ તે એકબીજામાં ભળી શકે છે, પણ બન્ને એક જાતનાં પુંલ્લિગ બળો સામસામાં થાય છે. પુરુષમાં પણ સ્ત્રીલિંગ શક્તિ હોય છે. જ્યારે પુરુષમાં પુંલ્લિગ શક્તિ પ્રધાનપણે હોય છે, ત્યારે સ્ત્રીમાં સ્ત્રીલિંગ શક્તિ પ્રધાનપણે હોય છે. સ્ત્રીલિંગશક્તિ એટલે જે સીધી રીતે કામ કરતી નથી પણ

પરોક્ષ રીતે કામ કરે એવી શક્તિ. આ આખું વિશ્વ એ સ્રીલિંગ શક્તિનો આવિર્ભાવ છે.

મેં એક દિવસે કહેલું કે સ્રીમાં હૃદય પ્રધાન હોય છે, જ્યારે પુરુષમાં બુદ્ધિ પ્રધાન હોય છે. સ્રીમાં બુદ્ધિ છે પણ તે હૃદયદ્વારા કામ કરે છે; પુરુષમાં હૃદય છે પણ તે બુદ્ધિદ્વારા કામ કરે છે.

ઉપરનાં ઉભય કથનો ઉપર વિચાર કરો. હું ફરીથી કહું છું: પુરુષમાં બુદ્ધિ પ્રધાન હોય છે, સ્રીમાં હૃદય પ્રધાન હોય છે, અર્થાત્ પુરુષ વિચારાત્મક છે, સ્રી પ્રેરણાત્મક છે. સ્રી પ્રેરણાશક્તિ દ્વારા બુદ્ધિનો ઉપયોગ કરે છે; પુરુષ વિચારશક્તિ દ્વારા હૃદયનો ઉપયોગ કરે છે. આથી શું સ્રી પુરુષ કરતાં હલકી બની ગઇ? નહીં. સત્ય હકીકત તો એથી ઉલટી છે. હૃદય આત્માનું દ્વાર ને મનની આન્તર ગુહા છે. સ્રી તેના હૃદયને કેળવે, તેના હૃદયનો વિકાસ કરે, તેને તંદુરસ્ત ને સંવાદી બનાવે, તો તે પુરુષની બુદ્ધિ કરતાં આત્માની નજીક વધારે છે. તેની પ્રેરણાઓ જગજાહેર છે; આત્મા એજ તેની પ્રેરણાનું મૂળ છે. હૃદય લાગણી ધરાવે છે, બુદ્ધિ વિચાર કરે છે. પુરુષ તેનાં મગજ કે બુદ્ધિ દ્વારા વિચાર કરે છે, ત્યારે સ્રી તેજ વિચારને તેના પ્રેરણાત્મક હૃદય દ્વારા ધારણ કરી શકે છે ને તેવાજ નિર્ણયપર આવી શકે છે. સૂક્ષ્મ વિચારની બાબતમાં પુરુષ કરતાં સ્રી ઘણીવાર ચઢી જાય છે. ઘણીવાર પુરુષ પૂછે છે કે, "તેં એ શી રીતે જાણ્યું", ને તેના ન્યાયથી દીંગ બની જાય છે. તે કહે છે, "મને ખબર નથી, મને એવું લાગે છે, હું એ નિર્ણય ઉપર શી રીતે લાવી તે કહી શકતી નથી, પણ મને એમજ લાગે

છે. " આનું નામજ સ્ત્રીલિંગત્વ. માટે બ્હેનો, તમારે ગુસ્સો ન કરવો. તમારી પાસે તો એવું સાધન છે, કે જો તમે તે સાધનને બરાબર દુરસ્ત રાખો, તેલ લગાડી સાફ ને ક્રિયમાન રાખો, બુદ્ધિના કચરાથી દૂર રાખો, તો પુરુષને પગલે પગલે મ્હાત કરશો ને તેનાથી ચઢી જશો.

પુરુષ પ્રત્યે સ્ત્રીના ધર્મોનો સમાવેશ તેના હૃદયનો ખજાનો ઠાલવવામાં રહેલો છે. પુરુષ ઘેર પાછો આવે, ત્યારે સ્ત્રી તેની પત્ની–માતા–બ્હેન કે અન્ય સંબંધી તરીકે તેને સુખી કરવા બનતું કરી શકે છે.

પુરુષના ધર્મો સંસારની જરૂરી ચીજો પુરી પાડવામાં ને તેને માટે તેનાં શરીર ને બુદ્ધિને કામે લગાડવામાં સમાએલા છે. બુદ્ધિના ક્ષેત્રોમાં કે ભૌતિક ક્ષેત્રોમાં તે તેની લડત ચલાવે છે. આ લડતની ધૂળથી તેનું મન ક્ષોભ પામે છે, ને આવા ધુળધુસર હૃદયે તે ઘેર પાછો આવે છે. તેની શક્તિ શિથિલ બની ગઈ હોય છે, ને તે શાન્તિ શોધતો હોય છે. ત્યાં તેની પત્ની–ઘરની અધિષ્ઠાત્રી દેવી ઉભી હોય છે, તે તેનો સત્કાર કરે છે; તેણે તેના હૃદયના સર્વ મૃદુ ગુણો વડે તેને નવાજ્યો જોઇએ, જેથી તે ધંધાદારી દુનયાને ભૂલી જઇ શકે–તેના બહારની દુનિયાદારીના સઘળા કલેશો ને ઝઘડાઓને વિસારી તેની ઉપર લાગેલી ધુળ ખંખેરી શકે.

પુરુષ જીંદગીની જરૂરીઆતો પૂરી પાડે છે; સ્ત્રી તેનાં જીંદગીનાં સુખો ને પોષણનાં સાધનો બનાવે છે. મશાલા હોય તો તેણે પૌષ્ટિક ખોરાક બનાવવાનો હોય છે. પણ તેનો કાર્યપ્રદેશ આટલાથી પૂરો થતો નથી.

આતો કેવળ ભૌતિક દુનિયાનું કામ ગણાવ્યું—આતો કેવળ ઘરની લૌકિક બાજુજ છે. પણ, આ પછી ઘરની નૈતિક બાજુ આવે છે. પુરુષ તેના ધંધામાં લૌકિક ફરજો ભૂલી જાય છે. તેની વૃદ્ધિ તેમજ બહારના નૈતિક સ્વભાવ વડે તે દુનિયાદારીનો વ્યવહાર ચલાવે છે, પણ તેના અન્તરને ભૂલી જાય છે. આ વાતજ તેની નજર બહાર જતી રહે છે. એટલા માટે જ્યારે તે ઘર તરફ પાછો આવે, ત્યારે સ્રીએ તેના હૃદયના કોમળ ગુણો વડે પુરુષના આન્તરિક નૈતિક સ્વભાવને જાગૃત કરવો જોઇએ. આમ થવાથી પુરુષ જીંદગીની સઘળી ચિન્તાઓને ઘડીભર ભૂલી જાય છે અને હૃદય પોચું ને શાન્ત થાય છે ને નીતિતત્ત્વ પાછું જાગ્રત થઈ હૃદયમાં પ્રકાશવા લાગે છે. નીતિનું મૂળ પ્રેમ છે, નીતિનું મૂળ હૃદયમાં છે. તેજ માણસને માણસ બનાવે છે; સુખી બનાવે છે; તેનાં દુઃખોને ભૂલાવે છે ને જીવનસંગ્રામમાં જાગૃત થએલી શક્તિઓ વડે નીતિને રસ્તે ઉતરવાનું બળ આપે છે.

સ્રીને તેનાં બચ્ચાંને ઉછેરવાનાં ને તેમનાં કુમળાં મગજોને કેળવવાનાં હોય છે. સ્રીજ માણસને તંદુરસ્ત, નૈતિક, બુદ્ધિશાળી ને આધ્યાત્મિક બનાવી શકે છે. સ્રીજ માણસને માણસ બનાવે છે. જ્યારે માણસ બચપણમાં હોય છે, ત્યારે તે તેના કુંળા મગજ ઉપર ભાવિની મોટાઈનાં—ભાવીવિજયોનાં બીજ વાવે છે. તેનું રૂપ પણ તેજ ઘડે છે. તે કોમળ પ્રેમ ને હૃદયની પ્રેરણા વડે બચ્ચાને ખવરાવે છે ને વધારે ન ખવરાવાય તેની દરકાર રાખે છે; તેના મનને પચી શકે તેવો મનનો ખોરાક આપે છે; તેના હૃદયને ઉમદા ભાવો વડે પોષે છે; ને તેના આત્માનો ખોરાક પણ પૂરો પાડે છે.

જ્યારે જ્યારે પુરુષની મોટાઈનાં વખાણ થાય છે, જ્યારે જ્યારે તેના હૃદયની પ્રશંસા થાય છે, ત્યારે ત્યારે તે તેની માતાને યાદ કરે છે, ને તેને એવો નીતમાન પુરુષ બનાવવા વાસ્તે ખુશીથી બધું માન તે તેની માતાને આપે છે.

ઉપાધિઓથી ઘેરાયેલો કે કામથી થાકેલો પુરુષ જ્યારે જ્યારે ઘેર આવે, ત્યારે સ્ત્રીનું કામ તેની બુદ્ધિને હેરાન કરવાનું કે અશાન્ત કરવાનું નથી, અગર તો તેના મનને છેડવાનું નથી; પુરુષને સુખી કરવાનું ને અનુકૂળ થવાનું છે: હૃદયની ભાષા વડે સહૃદય વાતચિત કરવાનું છે.

સ્ત્રીઓના ધર્મો ઘણા છે. પણ મારે હવે પુરુષના ધર્મો વિષે કહેવું જોઇએ.

પુરુષનો પહેલો ધર્મ તો એ છે કે સ્ત્રી શું છે, તે સમજવું; તેને એટલું સમજવાનું છે કે સ્ત્રી હૃદયપ્રધાન ને ખસુસ કરીને આત્મિક છે. સ્ત્રી સાથેના વર્તનમાં તેને આ સમજણ જાગતી રાખવી. એમ કરશે તો તે ભૂલો કરતો બચશે ને અશાંતિ થવા નહીં પામે, અને તેના મનની તથા ઘરની શાન્તિનો ભંગ નહીં સંભવે. લોકો કહે છે, કે સ્ત્રી કમઅક્કલ હોય છે. આમાં તેમની ભૂલ છે. તમને તેની જોડે વાત કરવાની રીત ન આવડે તોજ તે જુદી બને છે. તમારે તેની સાથે એવી રીતે વાત કરવી, કે જેથી તેના મન ને હૃદયને અસર કરે; ફક્ત તેજસ્વી બુદ્ધિ ખપમાં નહીં લાગે. તમારો બુદ્ધિવાદ તે નહીં સમજી શકે, તેનાથી તેના હૃદય ઉપર લાગણી થશે નહીં. સ્ત્રીને અમુક વાત સમજાવી હોય તો પહેલાં તો તેની અસર તેના હૃદયપર થવી જોઇશે. તમે

કહેશો કે દુનિયામાં ઘણી બુદ્ધિશાળી સ્ત્રીઓ પડી છે, જેઓ પુરુષની પેઠે વાતચિત કરી શકે છે, વિચારો ચલાવે છે ને કાર્યો કરે છે. મને કહેતાં દિલગીરી થાય છે કે તે પૈકીની ઘણી સ્ત્રીઓ એ સ્ત્રીઓ નથી; બાકી સ્ત્રીઓ તો બુદ્ધિનું શિક્ષણ હોવા છતાં હૃદયનું ભક્તિતત્ત્વ જાળવી રહેલ હોય છે. તેવી સ્ત્રી ભલે એમ માનતી હોય કે તે બહુ બુદ્ધિશાળી છે ને તેને પુરુષના જેવીજ બુદ્ધિ છે. તેજસ્વી વિચારો ને મન્તવ્યો જે તેની હૃદયશક્તિઓ દ્વારા આવે છે તે બધાં તેના હૃદયમાંથી જન્મે છે; પણ ભૂલથી તે એમ માની બેસે છે કે લોકોમાં વખાણાએલા મારા વિચારો મારી તેજસ્વી બુદ્ધિમાંથી આવે છે.

પુરુષે સ્ત્રીનો સ્વભાવ જાણી, તે સ્વભાવ પ્રમાણે તેની સાથે વ્યવહાર કરવો રહ્યો; તેને તેના હૃદય દ્વારા મળવું રહ્યું; જો આમ થશે તો સ્ત્રી તેની બુદ્ધિની મારામારીઓ ને ગુંચવણોને ઝટ સમજી જશે. સ્ત્રીને તેના પોતાના સાધન વડે–પુરુષના નહીં–વસ્તુને ગ્રહણ કરવા દો.

આ દેશમાં તો સાધારણ રીતે પુરુષ ઘેર આવ્યો કે તે સ્ત્રી સાથે તેના ધંધાની કે મુશ્કેલીઓની વાત કરવા લાગે છે–તેની જોડે રાજ્યદ્વારી કે ભૌતિક બાબતોની વાત કરવા લાગી જાય છે. બિચારી સ્ત્રી ! સ્ત્રીમાં સ્ત્રીપણું હશે તો સ્નેહને લીધે તે આ બધું સહન કરશે ને તેમાં ભાગ લેશે; પણ ત્યારે તેનું હૃદય ભૂખ્યું ને અસંતુષ્ટ રહે છે. તેના વીરપ્રેમને લીધે તે આવી જડ દુનિયાની વાતો સહન કરે છે–ખરૂં જોતાં તે જડ દુનિયાની નથી.

આવા પુરુષોએ તેમની રાજ્યનીતિને, તેમના ધંધાને, તેમની ધમાલને, તેમના વિજ્ઞાનને દરવાજા બહાર મૂકીને અંદર આવવું; બુદ્ધિ હૃદયને મળવા આવે ત્યારે બુદ્ધિએ હૃદયની ભાષામાં હૃદયના માર્ગે વાત કરવી રહી. પુરુષ પોતાની પત્ની સાથે અલબત્ત વાતો કરે, પણ તે તેના રસ્તે. પુરુષ કહે છે કે મારી સ્ત્રી મારી વાત બરાબર સમજે છે; તે કેવી સુંદર વાતો કરે છે! રાજ્યદ્વારી તેમજ ઈતર વિષયો ઉપર તે મને એવા એવા નવા વિચારો આપે છે, કે જે મને સુઝે પણ નહીં! પણ ત્યારે આવી સ્ત્રી વધારે જડ બની ગઇ હોય છે.

બિચારી સ્ત્રી! સ્ત્રીને સ્ત્રીજ રહેવા દો. તેનો ખજાનો ગુમ થશે તો સ્ત્રી તે પાછો મેળવી શકશે નહીં. સ્ત્રીત્વની તાત્વિક પ્રેરણાઓ એજ તેનો ખરો ખજાનો છે, એવું તેની સમજશક્તિ દ્વારા સમજવા દો. તમે તમારી બુદ્ધિના વિચારોનું દબાણ તેની ઉપર કરો તો, તેના હૃદયનું સાધન નષ્ટ થાય છે; તમને ખુશી કરવાની ખાતરજ તેણે તેની બુદ્ધિ દ્વારા બુદ્ધિના વિચારો સમજવા પડે છે. તમે પુરુષ છો. તે સ્ત્રી છે; જાણે તે પુરુષ હોય તેવી રીતે શા માટે તમારે તેની જોડે વાત કરવી જોઇએ? જો તમે તેને પુરુષના જેવીજ ગણતા હો તો તે સ્ત્રી શા માટે છે?

પુરુષ ને સ્ત્રીમાં તફાવત છે: તફાવતનો અર્થ હલકી કે ઉંચી તેવો થતો નથી. દરેક પોત પોતાના ક્ષેત્રમાં સમાન ને ઉચ્ચતર છે. સ્ત્રી જોડે તો હૃદયની ભાષામાં વાત કરો! તેની જોડે તો હૃદયના વિષયો ઉપર બોલો! સ્ત્રી હૃદયભૂખી

છે. તેની હૃદયભૂખ તેની આત્મભૂખમાંથી જન્મી હોય છે; કારણ તત્ત્વત: તે આધિદૈવિક છે.

મેં તમને એક રાત્રે કહ્યું હતું કે સ્ત્રી એ દરેક યુગમાં ધર્મની અધિષ્ઠાત્રી દેવી હોય છે, જેમ અહીં લૌતિક પદાર્થોના ગાંડપણમાં પણ તે એક વીરાંગના છે તેમ અદ્યાપિ તે ધર્મની દેવી છે. આપણા ધર્મોની રક્ષા તેણે કરી છે. દરેક દેવાલયમાં ધર્મની ભાવનાને તે પોષે છે. સ્ત્રી ન હોય તો વીર્ય ને અધ્યાત્મજ્ઞાન આ દુનિયામાંથી ક્યારનાં યે નાશ પામ્યાં હોત, ને દુનિયાનો પ્રલય સુદ્ધાં થઇ ગયો હોત.

માટે સ્ત્રી તે સ્ત્રી છે, એમ ગણી, તેની જોડેનું વર્તન રાખો. તે સ્ત્રી છે એમ જાણી તેનો સત્કાર કરો. તેની તંગીઓ પૂરી પાડો; ફક્ત લૌતિક કે ઐહિક નહીં, નૈતિક ને આધ્યાત્મિક પણ; પણ બધાં કરતાં આધ્યાત્મિક સૌથી વધારે.

એક વખત તમે આ જાણો, એટલે તમારે તે પ્રમાણે વર્તવાનું રહ્યું. તે કેવો મોટો આત્મા છે, તે તમને તરત જણાશે. તેને તેનો ધર્મ આપો, તેને ધર્મની ઘણી જરૂર છે. તે વિશેષ કરીને આધ્યાત્મિક છે. તેની પ્રેરણાઓ પરથીજ જણાય છે કે હૃદયમાં તે આધ્યાત્મિક છે. તેને એવો ધર્મ આપો, જેથી તેના હૃદયમાં લાગણી પેદા થાય, જે તંદુરસ્ત વિચારો ઉપર રચાયેલો હોય—જે પ્રેમસ્વરૂપ આત્મસ્વરૂપ પરમાત્માની ભક્તિ ઉપર રચાયેલો હોય: આવો ધર્મ તેને આપો; પછી ભલેને તે ખ્રીસ્તી ધર્મ હોય, કે બુદ્ધ ધર્મ હોય, કે હિંદુ ધર્મ હોય કે પછી કોઈ અવતાર પર રચાયેલો હોય,

તમે તેને એવો ધર્મ ન આપશો, જે ઇશ્વરી અવતાર ઉપર ન રચાયેલો હોય. ઇશ્વરાવતાર તે ખરા ધર્મનું કેન્દ્ર છે. આવી અવતારી વ્યક્તિત્વ ઉપર ધર્મ વૃદ્ધિ પામે છે.

*　　*　　*　　*

તમે તેને ખરો ધર્મ આપો, જે એવું કહેતો હોય, કે પ્રભુ એ પ્રેમ છે ને આપણો આત્મા એ તેનો અંશ છે; કે આત્મા એ પ્રેમનું ધામ છે; કે તમે જો પરમાત્માને ચાહતા હો તો તમારાથી માણસો-તેનાં સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રેમ રાખ્યા વિના રહી શકાય નહીં. કારણ, પરમાત્મા એ પ્રેમસ્વરૂપ છે, તે આખી સૃષ્ટિમાં વ્યાપી રહેલો છે, અને એટલા માટે તે દરેક જીવજંતુ, તૃણાદિ સર્વમાં છે. તમે તેને આવો ધર્મ આપો ને તેમાં તેને અડગ રહેવા દો. તેના આધ્યાત્મિક વલણને પોષો; આમ થશે તો તમે પોતે ધાર્મિક બનશો.

આ દેશમાં વાત કરવાની તમે એક વિચિત્ર રીત શોધી કાઢી છે; તમે કહો છો, "અગર ધર્મ તો સ્ત્રીઓ માટે છે," જાણે કે ધર્મ એક જાતનું ધીંગાણું હોય ને પુરુષને તો તે કશા ખપનોજ ન હોય! ઓ! ભલા માણસ! ધર્મ વગર તમે પશુ સમાન છો. તમે તમારા આત્માને તમારી અંદર રહેલા ઇશ્વરને ન ઓળખતા હો, તો તમે પશુ જેવા છો. તમારે તમારા પશુપણામાંથી બચવું હોય હોય તો તમારી પત્નીઓ તેમજ સ્ત્રીઓને ધર્મ આપો, ને દરેક સ્ત્રી તેના ઘરનું વાતાવરણ ધાર્મિક-આધ્યાત્મિક શક્તિવાળું બનાવશે. આમ થશે તો જ્યારે તમારો પશુઆત્મા ઘેર આવશે, ત્યારે તે જરા વધારે માનુષી, જરા વધારે

આધ્યાત્મિક બનશે. તમારી સાથેની વાતચિતમાં ધાર્મિક ભક્તિમાંથી તેના શબ્દો આવતા હોવાથી તે તમારો ઉદ્ધાર કરશે. સ્ત્રીઓને ધાર્મિક બનાવશો તો ભક્તિરસના દરિયામાં તરતી તેઓ તમને કોક વખત સમુદ્ર પ્રયાણ કરવાની ટીકીટ મેળવી આપશે.

તમે સ્ત્રીને ચાહો તો તેના આત્માને ચાહો, તેના હૃદયને–તેના મનને–તેના શરીરને ચાહો; પણ તમે તો એવા જણાઓ છો કે જાણે તમે તેના શરીરને, તેના શરીરી ભાવોથી પુષ્ટ થએલા મનને ચાહતા હો. આવું હોવાથી તમે તેના ચણીયા માટે સેંકડો રૂપીઆ ખર્ચી નાંખશો, જ્યારે તેના ધર્મ માટે થોડા રૂપીઆ ખર્ચવા પણ તમને નહીં મળે!

તમે જડવાદમાં કે નાસ્તિકવાદમાં માનનાર હો તોપણ સ્ત્રીને ધર્મની છુટ આપજો. તેના જ્ઞાનનો, ધાર્મિક યા ભક્તિભાવવાળી તેની પ્રેરણાશક્તિઓનો તમને પણ કોઈ દહાડે લાભ થશે. તમે કહો છો, કે તે મને ઘણી પ્યારી છે; પણ તમે તેની આત્મભૂખ તૃપ્ત ન કરતા હો, તો તમે કેવળ શરીરનેજ ચાહો છો, એમ કહેવાય. આમ થવા પામે તો જે પશુપતિઓ તેમની સ્ત્રીઓને દમે છે તેના કરતાં પણ તમે વધારે મોટા પશુ છો.

જો સ્ત્રી ધાર્મિક વિકાસ કરશે તો જીંદગીમાં તે તમને વધારે સારા મદદગાર સાથીની ગરજ સારશે.

પુરુષ પ્રત્યે સ્ત્રીના ધર્મો પણ તેવાજ છે. સ્ત્રીનો પહેલો ધર્મ તો એ છે કે તેણે ઘરમાં ધાર્મિક વાતાવરણ ઉભું કરવું. તેનો પતિ ધાર્મિક બને, આત્માના ધર્મને અનુસરે,

એમ તેને કહેવું. તે ના પાડે તો પણ એક ધાર્મિક સ્ત્રીની પેઠે–એક પ્રતિષ્ઠિત પત્ની પેઠે તમારે મક્કમ રહેવું; તમે જો તમારી પ્રતિષ્ઠા જાળવશો ને નમતું નહીં આપો, તો પુરુષ તમારી પ્રભા આગળ, દૈવી પ્રભા કે જે પહેલાં દૈવી ને પછી માનુષી થવા ઇચ્છે છે તેની આગળ, તે નમી પડશે. દૈવી માણસની પ્રભા ને મહત્તા એવાં હોય છે, કે એક જડ માણસ પણ પછી ભલેને તે મોટો લડાઇખોર હોય છતાં પણ તે નમ્યા વિના નહીં રહે.

હાલમાં પુરુષ સ્ત્રીને ઘણું માન આપે છે ઘણી બાબતોમાં સ્ત્રીઓ તે માનને સ્વીકારે છે. કારણ, તેને માન શા માટે આપવામાં આવે છે તે ઉપર તે વિચાર કરતી હોતી નથી, જો તે બુદ્ધિપૂર્વક થોડો વિચાર કરશે તો તેને જણાયા વિના નહીં રહે, કે તે માન અગર મર્તબો તેના શરીરને આપવામાં આવે છે. શું આ એક જાતનો જુલમ નથી ? સ્ત્રીએ શા માટે આ સ્વાર્થી વલણવાળી સેવા સ્વીકારવી ? તમે તમારા મિત્રોને એવું કહો છો કે "બદલા સિવાય હું તમારી કનેથી કાંઇ પણ સ્વીકારી શકીશ નહીં." તો પછી તમે જે સેવાઓનો બદલો બીજી રીતે ન આપી શકતા હો, તેવી જાતની સેવા તમે શા માટે સ્વીકારો છો ? એ સેવા ઘણી જુઠ્ઠી હોય છે, કેવળ ખોટી મશ્કરી રૂપ હોય છે. તમે સેવાનો બદલો ન આપી શકો તો તે એક જાતનું અપમાનજ કહેવાય. પુરુષોએ સ્ત્રીઓની સર્વદા સંભાળ રાખવાની છે. મદદની જરૂર હોય ત્યાં તેમને મદદ આપી સેવા કરવાની છે. ત્યારે સ્ત્રીઓએ પણ તેમને સેવાનો બદલો આપવાનો છે. બ્હેનો, તમે પુરુષોની ઘરમાં સેવા કરો છો, પુરુષો તમારી બહાર સેવા કરે છે. પ્રેમમાંથી

સેવા ભાવના ઉત્પન્ન થાય તેવી સેવા લઈ તેમને કરવા દો. સ્ત્રી, પત્ની, ભગિની કે પુત્રી તરીકે તમારૂં એ લેણું છે. પણ પુરુષને ઘટે તેવો સેવાનો બદલો તમારે તેમને આપવો જોઇશે-જેવો કે પતિ તરીકેનો, ભાઈતરીકેનો, પિતા તરીકેનો.

જો સ્ત્રી-પુરુષો તેમના આત્માના ધર્મો સમજે તો તેઓ આધ્યાત્મિક બને અને પરસ્પરના ધર્મો આધ્યાત્મિક પ્રકાશ વડે જાણી શકે. એવે વખતે ભાષણો કે ગ્રન્થોની જરૂર નહીં પડે. મનની અંદર, મનની ચોપડીની અંદર પણ આત્મપ્રકાશ વડે તમે વાંચી શકો છો, તેનાથી ઉપરના પાઠો તમારા મનની ચોપડીમાં શીખી શકો છો. આત્મચેતના જીવન પ્રકાશરૂપ બને છે, ત્યારે બહારના ગ્રન્થોની જરૂર રહેતી નથી. અંદરનો ગ્રન્થજ સારી પેઠે શીખવે છે.

હવે ફક્ત એકજ શબ્દ. ગૃહ એ ઘર નથી. શું ગૃહ એટલે ઘર? નહીં, સાથે રહેનારાના હૃદયોની બહાર ગૃહ એવી ચીજ નથી. ઘરને વાસ્તે હૃદય સિવાય બીજી જગા નથી. જુદા જુદા ઓરડાઓવાળું આલેશાન મકાન એ ઘર નથી. આપણ સર્વને ખબર છે; કે ઘરમાં અશાન્તિ હોય તો એ ઘર નહીં પણ ધોયલું છે. તમને એવાં ઘર તો નરકમાં પણ જડશે. ખરૂં ઘર કહીએ તો હૃદયની ભાવનાઓનું -પ્રેમનું બનેલું હોય છે. બીજા શબ્દોમાં જોડું પ્રેમાળ હોય તો તે એક વૃક્ષ નીચે પણ આનંદ માને. એટલે કે ઘર તમારા હૃદયમાં છે. પરણેલાં સુગલો જ્યારે ઘર માંડવા જાય છે, ત્યારે તેમણે જાણવું કે પ્રેમ વિના ઘરને સ્થાન નથી. પ્રેમવહોણું ઘર એ ચુના વિનાનું ઈંટોનું ખોખું છે.



# સત્ય એટલે ?

સત્ય એટલે શું ? એ જાણવા આજે આપણે એકઠા થયા છીએ. મનુષ્યોની ભૌતિક ઇચ્છાઓના આવરણથી સત્યનો સૂર્ય ઢંકાઈ ગયો, ત્યારથી યુગોના યુગોથી–આપણે સત્ય એટલે શું ?–તેની શોધ કરી રહ્યા છીએ. આ દુનિયામાં એવું એક પણ પ્રાણી નહીં હોય, જે આ સત્ય માટે મથન ન કરી રહ્યું હોય. આ સત્ય કેવું છે ? આ સત્ય એટલે હયાતીનું સત્ય, જીંદગીનું સત્ય, પોતે શું છે તે માટેનું સત્ય, જીંદગીનો શો હેતુ છે–જીંદગીનો શો આદર્શ છે, જીંદગીમાં શાને વાસ્તે મથન ચાલી રહ્યું છે તેનું સત્ય.

અજ્ઞાનને લીધેજ આપણે માણસને નીચ કહીએ છીએ. આવા માણસની જીંદગીમાં પણ એવી પળો આવે છે, જ્યારે તેની આંખ આગળનો પડદો ચીરી તેની અંદરનું અજાણપણે તેને દોરી રહેલું રહસ્ય તેની અંદર ઉંડાણમાં ડોકીઉં કરવાની ઈચ્છા ઉત્પન્ન કરે છે.

આપણી જીંદગીનો શો હેતુ છે ? આપણે જીંદગીમાં કઇ વસ્તુ તરફ ઘસડાઈએ છીએ ? આનું સત્યજ્ઞાન મેળવવું એ એક ગંભીર સવાલ છે. આ ગંભીર સવાલનો વિચાર કરવામાં આપણે આપણી જીંદગીનો અમૂલ્ય વખત આપવો ઘટે.

યુગો થયાં—અને અત્યારે પણ, સત્ય શું છે, એ પ્રશ્ન પૂછાયાં કરે છે. તેનો ખુલાસો પ્રભુના અવતારોએ, સર્વ યુગોના પ્રબુદ્ધ ઋષિમુનિઓએ આપેલો છે; અત્યારે પણ ઘણાં પ્રકાશિત મગજો તે સમજાવી રહ્યાં છે.

સત્ય શું છે ? એ આપણે સર્વે જાણીએ છીએ. આપણે સ્વાનુભવ ઉપરથી—જેઓ તેનું પ્રતિપાદન કરે છે તે ઉપરથી પણ આપણે સત્ય જાણીએ છીએ.

સત્ય આપણી હૃદયની ગુહામાં પ્રત્યક્ષ થાય છે. હૃદયને જ્યારે ઉંડી પ્રેરણાઓ થાય છે, ત્યારેજ તે આપણો ગુરુ બને છે.

હૃદય પાછળ વળી એક બીજું તત્ત્વ છે; તે તત્ત્વ આપણા જીવનના તત્ત્વરૂપ છે. હિંદુઓ તેને આત્મા કહે છે, ખ્રીસ્તો તેને સોલ (Soul) કહે છે. બાહ્ય પ્રસંગો જીવનને જ્યારે જ્યારે ઘેરી લે છે, ત્યારે ત્યારે બહારનો અંધકાર તેને આવરી લે છે ને અંધ બનાવે છે, આવે સમયે કોઇ કોઇ તેમના મનની ઉંડી ગુહાઓમાં કે જીવનના ઉંડાણુમાં ડોકીઉં કરી, તેના પ્રકાશ વડે સત્ય શોધી કાઢે છે.

પણ એક વખત પ્રાપ્ત થએલો પ્રકાશ ગુમ થઈ જાય છે; આપણું મન બહિર્મુખ બને છે; અને આપણા આત્માના મર્મસ્થાનેથી આપણને જે તેજસ્વી દર્શન થએલું હોય છે તે અલોપ થઇ જાય છે; મન ને ઇન્દ્રિયો પાસેથી પણ તે ગુમ થાય છે; અને આપણે પાછા અંધકારમાં ફાંફાં મારીએ છીએ.

એવો એક ફિરિસ્તો નહીં થયો હોય, જેણે પ્રભુ સાથે પ્રેમ બાંધવાનું કે અન્યોન્યને ચાહવાનું કે સત્ય શું

છે: તે ન કહ્યું હોય. સ્થા–ઉભારહેવું, એ શબ્દમાંથી સત્ય શબ્દ આવે છે. તેનો શો અર્થ થાય છે ? જે સર્વકાળ સ્થિર રહે છે–જે સર્વકાળ ટકી રહે છે, જે હરહમેશ સ્થિતિ કરી રહ્યું હોય છે–એટલે કે જે વિકાર પામતું નથી, જે એકજ સ્થિતિમાં ને એનાએજ તત્ત્વમાં કાયમ રહે છે: આનું નામ તે સત્ય. મેં ઉપર કહ્યું કે સર્વે પ્રાણીઓ સત્ય શોધી કાઢવા–અવિકારી ને સત્સ્વરૂપમાં નિત્ય સ્થિત હોય તેવું હયાતીનું તત્ત્વ ખોળી કાઢવા યથાશક્તિ યત્ન કરે છે.

આવી જાતની શોધ કરવા તેઓ શા માટે પ્રેરાય છે ? આવી શોધ મુશ્કેલ હોય છે. જીંદગીનાં દુ:ખોજ તેમને શોધ કરવા પ્રેરે છે. આપણી અંદર ને બહાર ગમગીની-ઓનો ભાર જામતો ન હોય તો વસ્તુઓના ઉંડાણમાં ઉત-રવાની તમા પણ આપણને તો હોતી નથી. આમ શોક ઘણી વેળા આશિર્વાદરૂપ થઇ પડે છે; શોક તો ઘણીવાર પ્રકાશ લાવે છે; શોકનો તિરસ્કાર કરવો ઠીક નથી. શોકનો ઉપયોગ કરતાં આવડે તો અગાઉ નહીં અનુભવેલી એવી ખુશ્નુમા પ્રાપ્ત થઇ શકે. જ્યારે શોક આપણને ઘેરી લે, આપણા સુખમાં વિઘ્નકર્તા થઇ પડે, આપણા અભીષ્ટ સુખની આડે આવે; ત્યારે સ્વાભાવિક રીતેજ પ્રશ્ન ઉઠે છે કે સાચુ સુખ શું હશે ? આપણને શાની જરૂર છે ?

આવે વખતેજ તત્ત્વજ્ઞાની મગજને અને કોઈ કોઈ કાળે તો દરેક મગજ તત્વજ્ઞાની હોય છે–તેને લાગે છે કે સર્વ પદાર્થો ક્ષણિક ને વિકારી છે. ભૌતિક પદાર્થો તરફ તે નજર નાંખે છે તો ને વિકારી જણાય છે. ચિરંજીવ ટકી

રહે તેવી કોઇ પણ વસ્તુ તેના જોવામાં આવતી નથી. તે જોઇ શકે છે કે વિકાર એ આખી પ્રકૃતિનો નિયમ છે. જે જે વસ્તુ કાયમી જેવી જણાતી તેમાં પણ એકાએક ફેરફાર થએલો એટલે રૂપાન્તર થએલું તેને દેખાય છે. શોધ આગળ વધતાં તે જોઈ શકે છે કે જીંદગી બહારના તમામ પદાર્થો વિકારી છે અને બાહ્ય ચીજ આમ વિકારવશ છે. દરેક વસ્તુમાં વિકારવશતા જોતાં વિચારવાન મનુષ્યનું ધ્યાન મન તરફ વળે છે. મન પણ વિકારી માલુમ પડે છે. મનોભૂમિને પણ તેજ નિયમ લાગુ પડે છે. તેના વિચારો હરહંમેશ બદલાયાં જાય છે. વિચારો તો એટલી ઝડપથી બદલાય છે કે જાણે કેલેડોસ્કોપમાંના રંગ બદલાતા હોય નહીં !

પછી મનમાં ડુબકી મારતાં મનની પાછળ રહેલી બુદ્ધિની ભૂમિકાને તે ખોળી કાઢે છે. તે પણ વિકારવશ હોય એમ તેને માલમ પડે છે. કારણ, વસ્તુઓના નિર્ણયો પણ બદલાય છે. મન એ ઇચ્છા–અનિચ્છાનું સાધન છે. બુદ્ધિનું કામ નિર્ણય કરવાનું છે. મન ને બુદ્ધિ સાથે કામ કરે છે, ત્યારે નિર્ણયો ઉપજાવી કાઢે છે. બુદ્ધિ આગળ મન મૂર્તિઓ ને વિચારો ધરે છે, અને બુદ્ધિ ખરા ખોટાનો નિર્ણય કરે છે; આ રસ્તે કે પેલે રસ્તે ગમે તેમ નિર્ણય કરે છે. પણ એજ બુદ્ધિ એજ નિર્ણય ઉપર પાછો ઉલટો નિર્ણય કરે છે. આમ બુદ્ધિની ભૂમિકા પણ વિકાર રહિત નથી.

બહારથી માંડી બુદ્ધિ સુધી તેને વિકાર વિના બીજી વસ્તુ દેખાતી નથી. આવું જોઇ તે કહે છે કે "વિકાર એજ જીવનનો નિયમ છે."

ત્યારે બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે: "વિકારરહિત એવું શું છે ?" શું સ્થાયી એવું કશું નથી ? તત્ત્વરૂપે કાયમી એવી કોઇ પણ ચીજ નથી શું ?"

બુદ્ધિની પાછળ રહેલો પડદો ઉપાડવાને તે ફોગટ ફાંફાં મારે છે. પણ મથન કરે તો સત્ય જડયા વિના રહેતું નથી; અગર તો કોઈ તેને તે બતાવે છે, કે અનાદિકાળથી સ્થિતિ કરી રહેલો એવો સત્યનો આન્તરપ્રવાહ વહી રહ્યો છે. સ..નો આન્તરપ્રવાહ વિકારવશ પ્રકુતિમાં ચાલી રહેલો છે. પ્રશ્ન ઉઠે છે કે, 'એ શું હશે ?' બુદ્ધિશાળીને તરતજ જણાય છે કે તે "આકર્ષણ તત્ત્વ" છે. આ આકર્ષણ તત્ત્વ વગર તે એક ક્ષણ પણ જીવી શકે નહીં કે કાંઈ વસ્તુ તરફ આકર્ષાયા વિના મન એક પળ પણ રહી શકે નહીં. તમે તમારા મનને આકર્ષણ કરનાર વિષયો તરફથી ખસેડી લો, તો તમે તલ્લીન થશો, એક ઉત્તમ પ્રકારના યોગી બનશો. યોગી પતંજલિ તેના યોગસૂત્રમાં આ પ્રમાણે કહે છે, "યોગ એટલે મનના વિચાર પ્રવાહોનો નિરોધ." મનની વિચાર–વાહિનીઓને રોકવી હોય તો સર્વ પદાર્થી અને સર્વ વિષયોમાંથી તેમને પાછી ખેંચો–આજ ઉત્તમ પ્રકારનો યોગ છે.

હું તમને પૂછું છું કે, તમે એક ક્ષણ પણ એવી ગાળો છો ? જ્યારે તમે વિચાર કરતા ન હો ?–અગર તો જ્યારે તમારૂં મન બહારના અગર અંતરના કોઈ પણ વિષય ઉપર લાગેલું ન હોય ?

નહીં, તમે તમારા વિચારને રોકી શકતા નથી; બહારના અગર અંદરના એવા કોઇ પણ પદાર્થો પ્રતિ ખેંચાતા ચિત્તને તમે રોકી શકતા નથી. એટલે એ વાત ખરી ઠરી, કે આપણું મન કોઇ પણ બહારની વસ્તુ તરફ આકર્ષાયા વિના રહી શકતું નથી. હવે આપણે આ આકર્ષણતત્ત્વનું પૃથક્કરણ કરીએ. આકર્ષણ તત્ત્વ આપણી મનોભૂમિમાં વાસ કરે છે ને તે એવું છે કે આપણને આપણાં સર્વ કાર્યોમાં દોરે છે.

આકર્ષણ એ પ્રેમનો ગુણ છે. જેની પ્રત્યે આપણને પ્રેમ હોય, તેની તરફ આપણે આકર્ષાઇએ. પ્રેમનો મુખ્ય ગુણ આકર્ષણ છે. આપણે જેમાં પ્રીતિ કરીએ તેમાં આપણે આકર્ષાઇએ, એટલે કે આપણે જે જે પ્રત્યે આકર્ષાઇએ, તે તે પ્રત્યે આપણને ઓછાવત્તા પ્રમાણમાં પ્રેમ હોય છે.

આ પૃથક્કરણનું પરિણામ એ આવે છે કે આપણા મન પાછળ, આપણી બુદ્ધિ પાછળ એવું કાંઈ છે, જે બીજા તરફ ખેંચાઈ જવાની—અન્ય કોઇને ચાહવાની ફરજ પાડે છે. જો આકર્ષણ એ મનનો ગુણ હોય—હૃદયનો ગુણ હોય, જો તે આપણા પ્રેમમાં રહેલી પ્રવર્તક શક્તિ હોય,, આકર્ષણનું તે તત્ત્વ બુદ્ધિ પાછળ રહેલા કોઈ તત્ત્વમાંથી આવવું જોઇએ. કારણ તે તત્ત્વ આપણી અંદર રહેલાં સર્વ પ્રવર્તક તત્ત્વો—બુદ્ધિ, મન ને ઈન્દ્રિયો સર્વમાં વ્યાપી રહેલું છે.

આપણે એ પણ શોધી કાઢયું છે કે જેની પ્રત્યે આપણે આકર્ષાઇએ છીએ તેની પ્રત્યે આપણે પ્રેમ કરીએ છીએ—

આપણે એમ કહીએ કે તે આપણને 'ગમે છે' તોપણ ચાલશે, 'ગમવું' તે પણ થોડે અંશે પ્રેમનું રૂપ છે.

બુદ્ધિ પાછળના પડદાનું રહસ્ય ઉકેલવામાં નિષ્ફળ જતાં આપણે બુદ્ધિનાં કાર્યોનું પૃથક્કરણ કર્યું ને પડદા પાછળનું સત્ય શોધી કાઢયું, કે તે સત્ય આપણી આન્તરબાહ્ય તમામ ઇન્દ્રિયોમાં વ્યાપી રહેલું છે. તે આપણા આખા જીવનમાં વ્યાપી રહેલું છે ને 'પ્રેમ' ના નામથી ઓળખાય છે.

જો ઉપરનું પૃથક્કરણ બરાબર હોય તો એમ લાગે છે, કે પ્રેમ એજ જીવનનો નિયમ છે—પ્રેમ એજ જીવનનો હેતુ છે. દરેક ક્ષણે આપણે કાંઈ વસ્તુ કે કોઈ પ્રાણી પ્રત્યે પ્રેમ કરીએ છીએ, અગર કોઈ આપણી ઉપર પ્રીતિ કરે છે. જેમ જેમ આપણુ આ વસ્તુનો વધારે ને વધારે વિચાર કરીએ છીએ, તેમ તેમ આપણને સત્ય વધારે પ્રતીત થાય છે, કે પ્રેમ વિના આપણે જીવી શકીએ નહીં. આપણને ખોરાક વિના ચાલે, આપણને પ્રેમ વિના ન ચાલે. શું આ તમને અસંભવિત ને પાયાવિનાનું લાગે છે? જો એમ હોય તો તમે બરાબર પૃથક્કરણ કરતા નથી. તમે પ્રેમ વિના એક ક્ષણ પણ જીવી શકશો નહીં. તમને જે પળે એવી પાકી પ્રતીતિ થાય કે જેની ઉપર તમે પ્રેમ કરી શકો, અગર જે તમારી ઉપર પ્રેમ કરે, એવું કાંઇ નથી તો તમે તેજ પળે મરી પડવાના—નિષ્પ્રાણ થવાના.

તમને કઇ વસ્તુ ટકાવી રહી છે? તમારા સ્થૂળ શરીરને ખોરાક ટકાવી શકતો નથી: તમારૂં શરીર તમારા

મનનું બાહ્ય જડ ખોખું છે. ખરૂં જોતાં તમે તમારૂં મન છો. તમે તમારા મન કે ચિત્ત વિના અન્ય કાંઇ નથી. તમે વિચારોમાં જીવો છો, નહીં ? ઘણી વખત તો તમને તમારા શરીરનું ભાન પણ નથી હોતું. તમારા વિચારોજ તમારી ચેતનામાં તરે છે. જે પળે તમને માલુમ પડે કે પ્રેમ કરવાનું કે પ્રેમપાત્ર થવાનું કશુંજ સ્થાન નથી, તો તેજ પળે તમારા આખા જીવનનો ઝરો સુકાઈ જવાનો; કદાચ તમે મોજશોખમાં મહાલતા હશો તોપણ નિષ્પ્રાણ થઇ જવાના. આ ઉપર ગંભીરપણે વિચાર કરો તો મને ખાતરી છે, કે આ સત્યની પ્રતીતિ થયા વિના નહીં રહે.

સત્ય એટલે ? અત્યારે આપણે સત્યોની વાતો કરીએ છીએ, આપણને સત્યો જોઇએ છે: શેનાં સત્યો ? આધ્યાત્મિક ને આધિદૈવિક સત્યો સાબિત કરવા, આપણે આધિભૌતિક સત્યો માગીએ છીએ ! આ માગણી કેવી ખોટી ને ગેરવાજબી છે ! દરેક ભૂમિકાને તેનાં સત્યો હોય છે. અત્યારના વિજ્ઞાનશાસ્ત્રીઓ જેને સત્યો તરીકે ઓળખાવે છે તે તો આધિભૌતિક સત્યો હોય છે: આધિભૌતિક સત્યો કરતાં આધ્યાત્મિક સત્યો ચઢે.

લોકો કહે છે કે ભાવ એ નકામી વસ્તુ છે. પણ ભાવો એ સત્યો છે: વિજ્ઞાનશાસ્ત્રીનાં આધિભૌતિક સત્યો કરતાં તે વધારે ઉંચાં સત્યો છે. એક મહાન ને ઉદાર ભાવ લો: તે જડ વસ્તુઓના કીચડમાંથી, હૃદયસ્થ શોકોમાંથી, નિરાશાનાં દુ:ખોમાંથી આપણને ઉંચે ઉચકી અદ્ધર ચઢાવશે: આપણે જાણે સ્વર્ગને સ્પર્શ કરતા હોઇએ એવું

લાગશે. ઉન્નત વિચાર કે ભાવ વડે આપણને સ્વર્ગની ઝાંખી થઈ શકે છે. વરાળ કે વિજળીનાં સત્યો કરતાં આ સત્ય શું વધારે મોટું નથી?

આધિભૌતિક પદાર્થોનાં વૈજ્ઞાનિક સત્યો શું તમને વધારે સુખી બનાવે છે? ચોતરફ વિજળી ઝગઝગી રહી હોય, અગર સણસણાટ ચાલતી રેલ્વેગાડીમાં તમે જતા હો, અગર આગબોટમાં તરતા હો, અગર ભભકાદાર દિવાનખાનામાં બેઠા હો,—આવી સ્થિતિમાં તમે હો, છતાં, ધારો કે તમે દિલગીર છો, તમારાં હૃદયને કાંઈ આઘાત પહોંચ્યો છે, તો શું તમને તમારી દોલતનું કે તમારા મોજશોખનું ભાન હશે? તમારા હૃદયને લાગેલા સત્યનું જ ભાન હોય છે, બીજું સર્વ તમને આળપંપાળ જણાય છે. પણ, પ્રકાશ નાંખવાને ફક્ત એક વિચાર પૂરતો છે: તમે તે ઉપર લગીર ઉંડો વિચાર કરો, તમને જણાશે કે તે વિચારજ તમને આધિભૌતિક અંધકારમાંથી અદ્ધર ઉંચકી લે છે.

આધ્યાત્મિક દુનિયાનાં સત્યો આધિભૌતિક સત્યો કરતાં વધારે કીમતી છે. ભાવો સત્યો છે તે ભાવોના દેખાવમાં નહીં.. તે ભાવ એવા હોવા જોઈએ, જે મન ને હૃદય ઉપર પ્રકાશ નાંખે, જે સર્વ વસ્તુઓ તરફ પ્રેમ દર્શાવે; આવા ભાવજ સર્વોત્તમ ભાવ છે, તેજ આધિભૌતિક જ્ઞાન કે વિજ્ઞાનનાં સત્યો કરતાં વધારે કીમતી છે.

એટલે, સત્યનો આ સિદ્ધાન્ત આપણને હાથ લાગે છે: આધિભૌતિક દુનિયાનાં સત્યો કરતાં આધ્યાત્મિક, ને આધ્યાત્મિક કરતાં આધિદૈવિક દુનિયાનાં સત્યો વધારે કીમતી છે.

તો આધિદૈવિક દુનિયાનાં સત્ય કેવાં હોય છે? ભાવો અગર વિચારો એ જે લોકના નિયમોના આવિર્ભાવો હોય, તે લોકના વિચારો અને ભાવો સત્યરૂપે ઓળખાય છે. તે જે જે લોકના નિયમોના આવિર્ભાવો હોય, તે તે લોકનાં તે સત્યો કહેવાય: પછી ભલેને તે ભાવ તથા વિચારના રૂપમાં મૂર્તિમંત થતાં હોય. કોઈ પણ કાર્ય, તે કાર્યના વિચાર વિના તમે કર્યું હોય, તેવું તમને યાદ છે? આપણા જીવના ઉંચામાં ઉંચા એવા ચાર ગુણો જેવા કે સમતા, શાન્તિ, કલ્યાણ વૃત્તિ અને પ્રેમ તેને પ્રકાશિત કરનારો વિચાર, તે આન્તરસૃષ્ટિનું મહા સત્ય છે.

હું ફરી ફરીને કહું છું કે પ્રેમ, શાન્તિ, કલ્યાણવૃત્તિ ને સમતાનો વિચાર એ સૌથી મહા સત્ય છે, એમાં મહાન સત્ય સમાએલું છે. શા માટે? જ્યારે આપણે તેનો વિચાર કરતા હોઇએ છીએ, અગર જ્યારે આપણું મન તેના ઉપર સ્થિર થાય છે, ત્યારે આપણને અનિર્વચનીય સુખનો અનુભવ થાય છે. જ્યારે તેના વિચારનું સામ્રાજ્ય આપણા મન ઉપર ચાલી રહ્યું હોય છે, ત્યારે મનમાંથી સર્વ શોક ખરે, બીજા સર્વ જાતના વિચારો સુદ્ધાં જતા રહ્યા હોય છે.

સત્યની ચાવી આપણને આ ઠેકાણે જડે છે. એમાંજ સવાલનો જવાબ છે. સત્ય એટલે પ્રેમ, અને પ્રેમ એટલે સત્ય. પ્રેમ સત્ય છે, અને સત્ય પ્રેમ છે.

પણ "એ કેવું?" "અમે આ દુનિયામાં પ્રેમ બદલાતો જોયો છે." બદલાતા પ્રેમને હું પ્રેમ કહેતો નથી. સાચો પ્રેમ પૂર્ણ, અવિચલિત, અવિકારી હોવો

જોઇએ. તમે લાંબા સમયથી કોઇ વસ્તુ અગર મનુષ્યને ચાહતા હો, તે છતાં આખરે તે બદલાય છે: તમને કોઈ ઘણા વખતથી ચાહતું હોય, તે છતાં તમારી તરફ તેનું વર્તન બદલાવા લાગે છે: ને તમે પૂછો છો: "પ્રેમ શા વાસ્તે બદલાતો હશે ?" તમે પ્રેમની આવી બદનક્ષી કરતા નહીં. પ્રેમ બદલાય છે, કારણ, કે તમારો પ્રેમ સહેતુક–સ્વાર્થી હતો; તમારો પ્રેમ કાંઈક હેતુઓથી–પ્રેમતત્વ સિવાયની કાંઇ બીજી વસ્તુઓથી મિશ્રિત હતો, તેથીજ તે બદલાવા પામ્યો. પ્રેમને કાંઈ કારણ કે હેતુ હોતાં નથી. તમારા પ્રેમને તો કાંઈ કારણ હતું, તે કારણ નાબુદ થતાં પ્રેમ અદૃશ્ય થયો. તમારો પ્રેમ અકારણ નહોતો, ખરો પ્રેમ અકારણ હોય છે. તમારા ઉપર પ્રીતિ પણ કોઈ કારણ-ને આધારે હતી; તે તમારા સૌંદર્યને લીધે હશે, કે તમને ઘણા લોકો ચાહતા હશે એને લીધે હશે. આથી પ્રેમનાં આવાં કારણોમાં જ્યારે શંકા થાય છે, કે 'પ્રેમ' અદૃશ્ય થાય છે. તમે પ્રેમ તો કર્યો હશે પણ પ્રેમની ખાતર પ્રેમ નહીં કર્યો હોય–અકારણ, અહેતુક, આત્મધર્મરૂપ, જીવનતત્ત્વ રૂપ પ્રેમ વડે પ્રેમ નહીં કર્યો હોય. જો તમે પ્રેમની ખાતર પ્રેમ કરશો, તો કદીએ નિરાશ નહીં થાઓ. આવો પ્રેમ કદીએ બદલાતો નથી. આ પ્રકાશ તમારા જીવનની પેલીપાર પ્રકાશશે ને અજાણ્યા લોકોમાં પણ તે અન્યને સ્પર્શ કરશે.

પ્રેમ તે એનું નામ. એવો પ્રેમ પ્રભુસ્વરૂપ છે. તમને પ્રભુ એ શું છે તેની સુઝ ન પડતી હોય તો આવા પ્રેમને પ્રભુ તરીકે જાણો–આવો અમિશ્ર, શુદ્ધ ને અવિકારી પ્રેમ એજ પ્રભુ રૂપ છે. તમે તમારી અંદર પ્રભુ દર્શન

કરો છો તેમાં તમારા જીવનના સર્વ તત્ત્વો પાછળ તે તત્ત્વ રૂપ છે; અને તે પ્રેમ–તે પ્રભુ તમારાં પ્રકાશે છે. ભૌતિક ઈચ્છાઓનાં વાદળાંથી તમે જ્યારે એવા પ્રેમને આચ્છાદિત કરો છો ત્યારે તે બરાબર કાર્ય કરતો નથી, કારણ, તેના શોધનનો રસ્તો બંધ થયો હોય છે. છતાં, તે બધો વખત પ્રકાશ તો નાંખતોજ હોય છે. તમને કોઈ એવા શુદ્ધ, અહેતુક, અકારણ પ્રેમ વડે ચાહતો હશે, તો તે તમને હમેશાં ચાહશે એવો પ્રેમ એજ તેનું ફળ છે.

આવો પ્રેમ સ્થાયી છે, નામનો નહીં. નામનો પ્રેમ તો આકર્ષણનું રૂપ લે છે, હેતુઓમાંથી મન ને ઇન્દ્રિયોવડે ઉપસ્થિત કરવામાં આવેલો હોય છે. પણ પ્રેમ, જે પોતે ફળાત્મક છે–જે પોતે સુખ રૂપ છે–જે પોતે પરિતોષ રૂપ છે–તે તો કદાપિ વિકાર પામશે નહીં. તે તો તમને જીંદગીમાં સર્વ કાંઈ કરતાં વધારે સુખી કરશે. તમને આન્તરથી એવા સુખી બનાવશે કે જીંદગીની સઘળી પળો સુખમાં નિમગ્ન થાય, એટલુંજ નહીં, પણ તે તમારામાંથી પ્રકાશિત થશે ને તેનો પ્રવાહ તમારા સઘળા સંબંધીઓ પ્રત્યે વળશે. જેને જેને તમે મળશો તેને જાણે કે સૂર્યની પેઠે વાદળાંની પાછળ તે ઢંકાઇ ગયો હોય નહીં! તે તો સ્વયમેવ પ્રકાશમાન છે. તમે આ આચ્છાદિત સૂર્યને જોઈ શકતા નથી, તમે તમારા એ આત્મસૂર્યને જોઈ શકતા નથી, તમે તમારી જાતે ઉત્પન્ન કરેલાં વાદળોથી તેને ઢાંકી દીધો છે.

પળભર તમે એ વાદળાં વિખેરી નાંખો; ભૌતિક પદાર્થોમાંથી તમારા મનને ખેંચી લો. એક ક્ષણભર પદાર્થો

છે તેવાને તેવા રહેવા દો, ને આ વિચાર ઉપર તમારા મનને કેન્દ્રસ્થ કરો: તો તમને જણાશે કે તમારી સમક્ષ એક અનન્ત સુખવાળી, એક અનન્ત આનંદવાળી જાદુઇ દુનિયા ખુલ્લી થઇ છે. તમે આ વિચારને દરરોજ કેળવશો, તો પ્રેમના ભક્ત બનશો, તો તમે તે પ્રેમની શક્તિ મેળવી શકશો, અરે ! તમારી પાસે જે કોઈ આવશે તેને તમે તેના પ્રકાશથી ચેતનમય ને પ્રકાશિત કરી શકશો.

આવો પ્રેમજ સાચો પ્રભુ છે; એજ પ્રાચીન મનુષ્યો ને મહાત્માઓનો સાચો પ્રભુ છે, એજ સત્ય સ્વરૂપ છે, સત્યોનું સત્ય છે. તમે આવા પ્રેમની પ્રાપ્તિ કરો તોજ તમને સત્ય જડશે—એજ તમારો પ્રભુ છે, એજ તમારી જીંદગીનો હેતુ ને આદેશ છે.

તમારી અંદર બીરાજમાન પરમાત્મા તમને દરરોજ મદદ કરો, એવી આ તમારા નમ્ર સેવકની પ્રાર્થના છે !



# મૂર્તિપૂજા.

આ દેશના લોકોને મૂર્તિપૂજાનો વિચાર સરખે એટલો કંટાળો ભરેલો લાગે છે, કે તેની ઉપર ભાષણ આપવાનું મેં જાહેર કર્યું, તેથી કેટલાકને અભાવની લાગણી ઉત્પન્ન થઈ આવી હોય, તો નવાઈ જેવું નથી. આમાંના ઘણા ફક્ત રવિવારે દેવળમાં જઈ, અર્ધો કલાક પ્રાર્થના સાંભળી, ધર્મની લાગણીવાળા થઈ ઘેર પાછા ફરતા હોવાથી એમ માનતા જણાય છે, કે તેવું કરવાથી તેઓ નિર્ગુણ પરમાત્માની ઉપાસના કરનારા ગણાવા જોઇએ. તેમની તેવી ધર્મવૃત્તિની હું મશ્કરી નહીં કરૂં. ઈશ્વરની કથાવાર્તા કે કીર્તન કરવાથી આપણામાં ધાર્મિક ભાવ પેદા થાય છે જેઓ દેવળમાં જાય છે તેઓ એવી ધર્મવૃત્તિથીજ જાય છે; ધર્મગુરુના મુખેથી એવી રીતે ઇશ્વરનાં ગુણગાન શ્રવણ કરવાથી કે ધાર્મિક મનુષ્યોના સત્સંગથી, પણ ધર્મની લાગણી વૃદ્ધિ પામે છે. ધર્મગુરુના તેમજ આસપાસના વર્તાવરણથી તેમના હૃદયમાં પવિત્ર ધર્મની લાગણીઓ જાગૃત થાય છે.

પણ, આવા લોકો મૂર્તિપૂજાનો વિરોધ કરે છે. તેમને એટલો પણ વિચાર નથી આવતો, કે પોતે તો દરરોજ મૂર્તિપૂજા કર્યેજ જાય છે. ખરૂં, કે તેઓ દરરોજ હરઘડીએ જડ મૂર્તિઓની પૂજા કરે છે. મૂર્તિપૂજાની લાગણી મનુષ્

હૃદયમાં ઘણી સ્વાભાવિક છે. જે વિષય ઉપર મનુષ્યહૃદયને પ્રેમ હશે તેને મૂર્તિમંત કર્યા વિના તે રહેશે નહીં. જ્યાં લગી હૃદયમાં સ્નેહ ને પ્રેમ વાસ કરશે, જ્યાંલગી મનુષ્યના ભાગ્યમાં સ્નેહ ને પ્રેમ લખાયા છે, ત્યાંલગી દુનિયામાં મૂર્તિપૂજા રહેવાની. આપણે દરરોજ આપણા પ્રેમપતિને ભજીએ છીએ ને તેને મૂર્તિમંત કરીએ છીએ. આપણો પ્રેમ સાચો ને સ્વાભાવિક હશે તો તે પ્રેમના વિષયોને મૂર્તિમંત કર્યા વિના આપણાથી રહેવાશે નહીં. મૂર્તિમંત કરવું એટલે ભજવું, અને ભજવું એ પ્રેમના આવિર્ભાવની ઉંચામાં ઉંચી ને ઉંડામાં ઉંડી લાગણી છે. લોકો પરમાત્માની મૂર્તિ બનાવવામાં વાંધો લે છે, પણ તેઓ દેશના વીર પુરુષોનાં બાવલાં ઉભાં કરે છે. આ દેશમાં અને આ નવા યુગમાં માણસો કળાના વીર ને વીરાંગનાઓને ભજે છે, વિજ્ઞાન ને કળાનાં ભેજાંને ભજે છે, તેઓ બાહ્ય સૌંદર્ય ને બાહ્ય શક્તિને ભજે છે, ઘણા લક્ષ્મી ને ભૌતિક પદાર્થોને ભજે છે, તો કેટલાક કરોડાધિપતિઓના નામની માળા જપે છે. તેમનાં ચિત્રોને ભીંતે ટંગાવે છે. એનો અર્થ એ થયો કે ઈશ્વર સિવાય બીજી હરકોઈ વસ્તુની પૂજા કરવાનો—ચિત્ર કે બાવલા રૂપે પૂજા કરવાનો તેમને હક છે.

મારી સાથે તે સંબંધમાં વાત કરનાર લોકો કહે છે કે, "અમે કાંઇ તેમને ભજતા નથી; અમે તો ફક્ત તેમનાં બાવલાં સામે જોઇએ છીએ" પણ, જેની પ્રશંસા કરવા બાવલાં ઉભાં કરો તેનું નામજ પૂજા, જો કે આપણે

પૂજાનો એવો અર્થ નથી કરતા. પ્રશંસા એટલે પૂજા, એ પૂજાનું પ્રથમ પગલું. લોકો પોતાનાં પ્રેમપાત્ર–પત્ની કે માશુકનાં ચિત્રો ચીતરાવે છે, તેમને લટકાવે છે ને પ્રેમની લાગણી વડે તે તરફ જુએ છે ને તે ચિત્રોની પૂજા કરે છે. તેઓ યુદ્ધના વીરોનાં બાવલાં કોતરાવે છે; ખરૂં જોતાં જથ્થાબંધ કત્લખોરોની યાદદાસ્ત મનુષ્યોનાં મગજપરથી દૂર ખસેડવી જોઇએ. છતાં કેટલાંક તો એમની આગળ તેમની ટોપી ઉતારશે ને પ્રશંસાપૂર્વક નમન કરશે. આનું નામ પૂજા. છતાં ઈશ્વરની મૂર્તિ બનાવવામાં અ તો મૂર્તિપૂજા બની જાય છે ! સ્ત્રી પુરુષોનાં ચિત્રો ને મૂર્તિઓ–પછી ભલેને તેવાં સ્ત્રી પુરુષોમાં સુંદરતા સિવાય બીજો કશોએ ગુણ ન હોય, છતાં તેઓ પૂજાપાત્ર બને છે, ફક્ત ઇશ્વર નહીં, પછી ભલેને તે પરમાત્માનું જ્વલંત સ્વરૂપ હોય નહીં !

*    *    *    *

મેં એક રાત્રે કહેલું કે તમે લોકો ઇશ્વરથી શરૂ કરી મસ્તક નમાવવાની ટેવ જરા વધારે પાડો તો તેથી તમને ઘણો લાભ થશે. એક બીજાને મળતાં જે કડક નમન કરવાનો ચાલ છે, તેમાં સભ્યતા નથી. હૃદયની સભ્યતા હૃદયમાંથી આવે છે ને મિત્ર કે પ્રેમીજનને મળતાં તે હૃદયમાંથી આવવી જોઇએ.

હિંદમાં અમે જ્યારે એક બીજાને મળીએ છીએ ત્યારે નમન કરીએ છીએ; હાથ જોડીએ છીએ ને હાથ જોડી માથું નમાવી નમન કરીએ છીએ. કોઈ સદ્ગૃહસ્થને

મળીએ તો ‘ નમસ્તે ’ કહીએ છીએ. આથી માથું નીચે નમે છે ને માથામાં રહેતો ઢોંગ જરા જતો રહે છે અને બીજાની ખાતર નહીં તો સભ્યતાની ખાતર પણ અમને જરા વધારે નમ્ર બનાવે છે.

આ દેશમાં ચિત્ર કે મૂર્તિના રૂપમાં હરકોઈ ને ગમે તે પૂજાપ્રતીક છે–ઇશ્વરને તેના અવતારો સિવાય.

હિંદુઓ, ચીના, ને જાપાનવાસીઓ અત્યારે ચિત્રો ને મૂર્તિઓના રૂપમાં પરમાત્માને ભજે છે.

એક વખત મને એક મિત્રે કહ્યું કે તમે “ મૂર્તિ ” શબ્દ નહીં પણ ‘ પ્રતિકૃતિ ’ શબ્દ વાપરો, “ પ્રતિકૃતિ ” ની પૂજા એ વધારે ઠીક છે. મેં કહ્યું કે “ પ્રતિકૃતિ ” કરતાં “ મૂર્તિ ” શબ્દ વધારે સારો છે; પ્રતિકૃતિ જ્યારે મૂર્તિમંત બને છે ત્યારે મૂર્તિ થાય છે. ને મેં એ પણ ઉમેર્યું કે “ હું તો મૂર્તિપૂજકોના દેશમાંથી આવું છું; એ દેશમાં પરમાત્માને મૂર્તિમંત કહે છે, ને ત્યાં પ્રભુનું નામ સાંભળતાં મસ્તક નીચું નમી ધુળમાં રગદોળાય છે. ”

વ્હાલા મિત્રો, હું હિંદુસ્થાનની ઘણી વાતો કરૂં છું, નહીં ? આમ કરવાનું કારણ એ નથી, કે હિંદ મારી જન્મભૂમિ છે ને તેથી તેની પ્રત્યે મને સ્વાભાવિક રીતે વધારે પ્રેમ છે. હું તો આખા વિશ્વનો માણસ છું, હું આખી દુનિયાનો શહેરી છું. હિંદુઓના દાખલા હું તમને એટલા સારૂ આપું છું, કે તેઓ એક સનાતન પ્રજા છે ને તેમણે અદ્યાપિ કુદરતી પ્રેરણાશક્તિઓ ટકાવી

રાખી છે; હજુ પણ તેઓ ઇશ્વર ને માણસ ઉભય પ્રત્યે પ્રાચીન કાળની ભક્તિ બતાવે છે. કારણ તેમનામાં હજુએ આત્મા જાગૃત છે. તે લોકો પ્રત્યે તમારૂં ધ્યાન ખેંચવાનું આજ કારણ છે. સૃષ્ટિની ઉત્પત્તિ સાથે ઉત્પન્ન થએલા હોવાથી, વિશ્વના બનાવોનો ઇતિહાસ હજુ પણ ધારણ કરતા હોવાથી, તેઓ તમને જ્ઞાન આપવાને પાત્ર છે; તેઓ જીંદગીના આન્તરજ્ઞાન પરત્વે દષ્ટાંતરૂપ થઇ શકે.

હવે, હિંદુઓ જડ કે જીવમૂર્તિઓની કદીએ પૂજા કરતા નથી. તેઓ માણસોનાં ચિત્રો ચીતરાવતા નથી, કે તેમના મૂર્તિ કોતરાવતા નથી. જે જે મૂર્તિઓ તેઓ ચીતરાવે છે અગર કોતરાવે છે, તે બધી ઇશ્વરની કે ઇશ્વરના કોઈ અવતારની હોય છે. અત્યારે પણ તમે કોઇ ચુસ્ત હિંદુના ઘરમાં જાઓ તો તેની ભીંત ઉપર તમે કોઈ માણસનું ચિત્ર નહીં જુઓ. જુદા જુદા ઈશ્વરી અવતારોનાં અગર તો કોઈ મહાત્માઓનાં ચિત્રો તમે જોઈ શકશો. તેઓ માણસોનાં ચિત્રો એટલા માટે ચીતરાવતા નથી કે તેમના મત પ્રમાણે કોઇ પણ માણસ ચિત્રરૂપે ચીતરાવા કે મૂર્તિરૂપે કોતરાવા લાયક નથી. જો એમ થાય તો તે ચામડીની કે માનુષી ગુણોની પૂજા થાય. તમને પાદરીઓ કહે છે કે અમે બધા મૂર્તિપૂજકો છીએ અને પથ્થર, માટી કે લાકડાની મૂર્તિઓને ભજીએ છીએ. એ વાત ખરી છે; પણ અમે કેવળ મૂર્તિઓને ભજતા નથી—અમે મૂર્તિમાં રહેલા ભાવને કે તેમાં રહેલા. આત્માને ભજીએ છીએ. હિંદમાં જઇ કોઇ ગામડીઆને મૂર્તિ આગળ નીચા વળતો કે

ભજન કરતો જુઓ, તો તેને પૂછજો કે તું પથ્થરની મૂર્તિને શા વાસ્તે નમે છે ને ભજે છે ?–તો તે તમને તરતજ કહેશે કે નહીં સાહેબ, હું પથ્થરની મૂર્તિને નથી ભજતો; હું મારા ઇશ્વરને ભજું છું. એક પાદરીએ મારીજ સમક્ષ એક ગામડીઆને પૂછેલું–" કે જો એમ છે તો તું મૂર્તિને શા માટે નમે છે ને આકાશ તરફ જોઇ ઇશ્વર આગળ નથી નમતો ? " ગામડીઆએ જવાબ આપ્યો કે " સાહેબ ઈશ્વર બધે ઠેકાણે છે. " " જો ઈશ્વર બધે ઠેકાણે હોય તો તું તે ઇશ્વરને શા માટે નથી ભજતો ?–ને શા માટે તું આ દેવળમાં આવી પગે લાગે છે ? "–એમ પેલા પાદરીએ પુછયું. પેલા ગામડીઆએ આંખો જરા વધારે લંબાવી જવાબ આપ્યો–" જો તે બધે છે તો તે મૂર્તિમાં પણ છે. " પાદરીને આ જવાબથી ઘણો અચંબો થયો. વળી તે ગામડાઆએ ઉમેર્યું કે " સાહેબ, અહીં હજારો લોકો આવે છે ને મૂર્તિને પગે લાગે છે એટલે ઇશ્વર તે પથ્થરની મૂર્તિમાં હોવા જોઈએ; લાખો માણસોના હૃદયો એ મૂર્તિ તરફ વળેલાં છે, એટલે બીજે કાંઈ નહીં તો ત્યાં તો ઈશ્વર જરૂર હોવો જોઇએ. " પાદરી શરમીંદો થઇ ગયો, શો જવાબ આપવો તે તેને સુઝયું નહીં ને " વ્હેમ ! વ્હેમ !" એવા શબ્દો ઉચારતો હતો એટલામાં હું તેની સન્મુખ ગયો ને મેં કહ્યું, " પેલા ગામડીઆ જોડે તમે ઠીક રસિક વાતો કરી રહ્યા છો. " તેણે કહ્યું, " હા. " હું મારા ચીંથરામાં વીંટાએલો હતો. તેને ખબર નહીં કે હું અંગ્રેજી બોલી શકતો હોઇશ એટલે તેને નવાઈ લાગી ને કહેવા લાગ્યો કે " આ

માણસ કશુંજ જાણતો નથી." મેં ઉત્તર દીધો કે "એમ કેમ ?" પાદરીએ કહ્યું, "તે કહે છે કે ઇશ્વર સર્વમાં વ્યાપી રહેલો છે ને તેથી તે મૂર્તિમાં પણ છે, અને લાખો માણસો એ મૂર્તિને નમે છે ને ભજે છે એટલે બીજે નહીં તો ત્યાં તો જરૂર હોવો જોઈએ. મેં કહ્યું, "ભલા માણસ, તમારે અહીંથી ઉચાળા ભરી ઘેર પાછા જવામાંજ માલ છે. એક ગામડીઓ પણ એટલું સમજે છે કે ઇશ્વર બધે છે. તમે તમારા લોકોને દેવળમાં બોલાવો છો: તમે માનો છો કે દેવળમાં તો ઇશ્વર ખાસ હોવાજ જોઇએ જો ઇશ્વર બધે ઠેકાણે છે એવું તમે જાણતા હો તો શા માટે તમે દેવળો બાંધો છો ? દેવળો બાંધવાથી કાંઈ હાંસલ નથી. પણ તમે તો ઈશ્વિરના ઘર જેવા પવિત્ર દેવળમાં તમારા અનુયાયીઓને આવવા કહો છો ને એવું સમજાવો છો કે તે દેવળમાં પ્રાર્થનાઓ કરવામાં આવે તો વિશેષ કરીને લાભ થવા પામે ને પ્રભુ તેમની પ્રાર્થનાઓ સાંભળે." અહો ! તમે તે વખતે તે પાદરીના મોં સામે જોયું હોય તો તમને ખબર પડે કે તેના મનમાં શું ચાલી રહ્યું હશે. જો તેનું ચાલે તો તે મને જીવતો ન મૂકે.

હિંદમાં મૂર્તિપૂજા ફક્ત સંજ્ઞારૂપે નથી ગણાતી; પરમાત્માની પૂજાવિધિમાં તે મદદ કરનાર સાધનરૂપ ગણાય છે. તમે તેના સંજ્ઞાસ્વરૂપ વિશે વાંચ્યું હશે; હું એક પગલું આગળ જઇ કહીશ કે સંજ્ઞાભાવને જવા દો. સમજી શકાય તેવા સ્પષ્ટરૂપમાં હું બધી વસ્તુ રજુ કરીશ.

મૂર્તિપૂજા એકાગ્રવૃત્તિને મદદ કરે છે. મૂર્તિપૂજાનો સ્પષ્ટ, પ્રામાણિક, ને ખરો અર્થ આ છે. હિંદુઓ જો પ્રભુ

અવતારોની પ્રતિકૃતિઓને–મૂર્તિઓને ભજે છે તો તેનું કારણ આજ છે.

દુન્યવી કલેશો ને ગડમથલથી આપણું મન આખો દિવસ ચંચળ રહે છે. આવા કલેશો એક પછી એક આવ્યાં જાય છે ને પ્રભુનું વિસ્મરણ કરાવે છે. માટે જાગતાં વેંતજ હિંદુઓએ એનેજ તેમનું પ્રથમ કાર્ય બનાવ્યું છે. પ્રાતઃ કાળમાં ઉઠી પ્રભુના મંદિરરૂપ તેના આત્મા સાથે તેને પ્રથમ કાર્ય કરવાનું હોય છે.

ઉઠતી વખતે તે પ્રભુનું નામ સ્મરણ કરે છે."

कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण हे ।
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण हे ॥
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण रक्ष माम् ।
कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण कृष्ण पाहिमाम् ॥

સ્ત્રી–પુરુષ જાગતાં બોલે છે કે, "હે કૃષ્ણ ? પ્રેમ વડે મારૂં રક્ષણ કર ! હે કૃષ્ણ પ્રેમ વડે મને પાળ !"

જાગ્યા પછી પહેલા શબ્દો પ્રભુ નામોચ્ચારના કરે છે. આ ટેવ સારી છે. ધર્મશાસ્ત્રો પણ જાગતાં પરમાત્મામાં ચિત્ત જોડવાની આજ્ઞા કરે છે.

પછી તે ઉઠીને સ્નાન કરે છે. સ્નાન કરતાં કરતાં પણ પ્રભુસ્મરણ કરે છે; ન્હાતાં ન્હાતાં પણ તે ઘણા શ્લોકો બોલતો હોય છે.

જે જળ વડે તે સ્નાન કરે છે તે જળને મહાત્માઓ તથા ગંગાદિનાં નામ વડે પવિત્ર કરે છે. તે જાણે છે કે ગંગાજી આધ્યાત્મિક ભૂમિમાંથી અવતરેલાં, તે હિમાલયનો સ્પર્શ થતાં પ્રવાહરૂપે થયાં છે.

તમે કહેશો, આવું આવું કાંઇ મનાય નહીં. અસ્તુ. તમારે ફક્ત એટલુંજ જોવાનું છે, કે એક હિંદુ શું માને છે; હિંદુ જલની પવિત્રતામાં માને છે. એવું માનતો હોવાથી તે તેમાંથી દૈવીતત્ત્વ ગ્રહણ કરી શકે છે. આપણે હૃદયની પવિત્રતાથી કોઇપણ પવિત્ર વસ્તુનો વિચાર કરીએ તો તે પવિત્ર ધારેલી વસ્તુની પવિત્રતા ગ્રહણ કરી શકીએ.

પછી તે તેની પવિત્ર ઓરડીમાં જઈ પ્રાર્થના કરે છે ને કલાક સુધી પૂજન પાઠન કરે છે. પછી મૂર્તિ સન્મુખ પગે લાગે છે ને ભજન કરે છે. ઉઠે છે ત્યારે આધ્યાત્મિક આંદોલનોથી તે ભરપૂર બને છે. દિવસના કામ માટે તેણે આવું ઉત્તમ રસાયણ લીધું હોય છે, એટલે તેનું શરીર સારૂં બને છે ને તેના કામમાં તે વધારે પાવરધો થાય છે. આશા ને સુખમાં પરમાત્માનું નામ સ્મરણ કરતો દુન્યવી ધંધામાંથી તે પસાર થઇ જાય છે.

પ્રભુમૂર્તિના સેવનથી એક હિંદુ પ્રેમના, સ્નેહના ને માનના ભાવો કેળવે છે: પ્રેમભક્તિથી પ્રભુસેવન કરવાથી તે દરરોજ તેને માટે પ્રેમભાવ દૃઢ કરે છે, આવી રીતે દિવસની ત્રણ વખતની સંધ્યાથી તે પ્રભુપ્રેમની વૃદ્ધિ કરે છે. પ્રભુ આગળ નમવાથી તે માનવૃત્તિ કેળવે છે; ને દરરોજ પ્રભુ પ્રત્યેનો તેનો આદરભાવ વિકાસ પામતો જાય છે.

હિંદુઓ તેમનાં છોકરાંનાં નામ પણ ઈશ્વરનાં નામવાળાં પાડે છે; જેથી તેમને બોલાવે ત્યારે પણ પ્રભુનું નામ યાદ આવે. ભાગ્યેજ હિંદુ નામ એવું હશે, જેમાં પ્રભુનામ ન હોય. પ્રભુનાં નામ એક હજારને આઠ છે. આ સર્વ નામો માણસોએ આપેલાં છે; પ્રભુને તો પોતાનું નામ ન હોય હજારો અવતારો થાય છે ને ભક્તો જુનામાં નવાં ઉમેરતા જાય છે. આ બધાં નામોમાં વિજળીક શક્તિ રહેલી છે–ભક્તોનું પ્રેમબળ રહેલું છે.

અલ્પ વિષયો ને અલ્પ વિચારોમાં મનને રોકવાથી અનન્તનું ભાન થતું નથી, અને અનન્તને ગ્રહણ કરવા એને ઘણી મુશ્કેલી પડે છે. આપણાં મન જે વસ્તુને ગ્રહણ ન કરી શકે, તે માટે ભાગ્યેજ આપણને પ્રેમ થાય. આપણે વસ્તુને ગ્રહણ કરી શકીએ તો મન તે ઉપર એકાગ્ર થઇ શકે, ને એકાગ્રતાથી પ્રેમ ખીલે, એટલા માટેજ મનુષ્ય–રૂપે અવતરેલા કોઈ પ્રભુના અવતારની મૂર્તિ લઈ, અને તે ઉપર ચિત્તને લગાડીએ છીએ ત્યારે મનને કાંઇક ગ્રાહ્ય–કાંઇક કેંદ્રસ્થ જડે છે. હિંદુને પ્રભુ અવતારોની લીલામૃતની કથાઓનું બચપણથી જ્ઞાન હોવાથી તેનું મન સ્વાભાવિક રીતેજ મૂર્તિ પ્રત્યે આદરભાવ રાખતાં શીખે છે.

અને શું આ વાત ખરી નથી ? તમારી મરી ગએલી માતાનું ચિત્ર તમારી ઓરડીમાં હોય ને તમે તમારી માતાને યાદ કરતા હો તો, જ્યારે તમે તે ચિત્ર તરફ નજર નાંખો, ત્યારે શું તમને તેની તરફ ભક્તિભાવ નહીં થાય ? તેમ કરી તમે તમારી માતા ને તેના અનેક ગુણોને પૂજો છો. તમારી તરફના તેના પ્રેમના ચમત્કારી ભાવો યાદ કરી તમે

તેને પૂજો છો. તે ચિત્ર સ્હામું જોતાં, તમને તે જીવતું હોય તેવું લાગે છે. સ્નેહપૂર્વક દૃષ્ટિપાત કરો છો ત્યારે તેનાં ઘણાં સ્નેહાળ કામો તમને યાદ આવે છે ને તમને તે ચિત્ર જાણે જીવતું હોય તેવું લાગે છે.

આવીજ રીતે હિંદુઓ જ્યારે મૂર્તિઓને પધરાવે છે ને તેની પૂજા કરે છે—ઈશ્વિરાવતારોની લીલાઓની તો તેમને બચપણથી ખબર હોય છે—ત્યારે પૂરા હૃદયથી પ્રેમને આદર-ભાવ સાથે તે મૂર્તિ તરફ જુએ છે. આથી પ્રભુ પ્રત્યે પ્રેમ-ભાવ ખીલે છે. આમ દરરોજ થોડે થોડે પ્રભુપ્રેમ વધતો જાય છે. આદરભાવ વધતો જાય છ, તેની મહત્તાનો ખ્યાલ વધતો જાય છે. ને પછી જ્યારે ઉત્તરાવસ્થા આવે છે ત્યારે તેનામાં સાચો પ્રેમ જાગૃત થાય છે. પ્રેમસંચય રૂપ આ આંદોલનોના ભાર નીચે ઘટ થએલી આત્મચેતના સભર થઇ હોય છે. આ પ્રેમ ઉપર તેની આખરી અવસ્થામાં તે ગુજારો કરે છે; દુન્યવી સંકટો, જીવનના કલેશો તેને અશાન્ત કરી શકતા નથી. દરરોજની સેવાથી તેનામાં પ્રભુપ્રેમનું જે બળ સંચિત થયું હોય છે, તેનો તે આશરો લે છે. તેનાં જીંદ-ગીનાં સંકટો ને કલેશો અદૃશ્ય થાય છે ને તે ભક્તિથી ઉછળતા તેના હૃદયમંદિરમાં એકાકી પડી રહે છે. આથી તેની પૂર્વાવસ્થાની—સવાર અને બપોરના વખત કરતાં ઉત્તરા-વસ્થાની સંધ્યા વધારે તેજસ્વી લાગે છે, કારણ કે આવી સંધ્યામાં હજારો ચંદ્રો ચળકતા લાગે છે.

દરરોજ, બની શકે તો કલાકે કલાકે પ્રભુભક્તિ કરીએ; બની શકે તેટલાં પ્રભુસ્મરણો સ્મૃતિપટ પર ધરીએ.

આપણી જીંદગીના વ્યાપારો, જરૂરીઆતો ને જવાબદારીઓ એટલે સુધી વધી ગયાં છે કે આપણો આત્મા,–જે આપણા ખરા જીવનરૂપ છે, જે સર્વવ્યાપી પરમાત્માના અંશરૂપ છે,–તેની પ્રત્યેનો ધર્મ બજાવવામાં આપણે પાછા પડવાના. માટે આ આત્માની–આ આત્મા પ્રત્યેના ધર્મોની સ્મૃતિ તાજી રહે, તેવું આપણાથી બનતું કરવું ઘટે, अधिकस्याधिकं फलम् ॥

મેં વૃંદાવનમાં સંન્યાસી તરીકે બાર વર્ષ ગાળેલાં. તે પવિત્ર સ્થળે હું મારા શિષ્યો સાથે જતો, દીનભાવથી રહેતો હજારો ભક્તોના સત્સંગમાં રહેતો અને કેવળ શ્રીકૃષ્ણના ચરણકમળથી પવિત્ર થએલી, એટલુંજ નહીં પરંતુ હજારો ભક્તો ને પ્રેમીઓના ચરણોથી પવિત્ર થએલી ત્યાંની ધુળમાં આળોટતો. આમ દર વર્ષે હું ત્રણ મહિના ત્યાં રહેતો.

ત્યાંના નિવાસ દરમિયાન હું શ્રીગોવિંદનાથજીના મંદિરમાં દર્શન કરવા જતો. શ્રીકૃષ્ણ ભગવાનનું તે સૌથી મોટું મંદિર છે. ત્યાંની મૂર્તિ કેટલી જુની છે તેની કોઇને ખબર નથી. પણ મંદિરમાં જે મૂર્તિ હતી તે મૂળ મૂર્તિ નહોતી. ધર્માંધ મુસલમાન રાજ્યોના જુલમ તળે મૂર્તિઓનું ખંડન થવા માંડયું, ત્યારે વૃંદાવનની તમામ મૂર્તિઓ લઇ પૂજારીઓએ હિંદુ રાજાઓને સુપ્રત કરી, જુલમ બંધ પડે ત્યાં લગી સંતાડવા આપેલી, પણ જુલમ બંધ પડયા પછી રાજાઓએ તે મૂર્તિઓ પાછી આપી નહીં, એથી તેમને નવી મૂર્તિઓ સ્થાપન કરવી પડી.

મને ખબર હતી કે શ્રીગોવિંદજીની મૂર્તિ નવી છે. પાશ્ચાત્ય કેળવણીના સસ્કારોએ મારા મગજમાં ભુસુ ભરેલું, જેથી મને તે મૂર્તિ પ્રત્યે બહુ શ્રદ્ધા નહોતી. હું ત્યાં દર્શન કરવા જતો, ને પગે લાગતો. સાંજની આરતી વેળા વૃંદાવનના સર્વ ભક્તોની પેઠે હું પણ વર્તતો. હું પણ પ્રાર્થના કરતો ને પગે પડતો. પણ તે મૂર્તિ નવી છે, એ ખયલ મારા મનમાં હોવાથી જેટલો આદરભાવ મને શ્રીકૃષ્ણ પ્રતિ હતો તેટલો આદરભાવ મૂર્તિ તરફ મારા હૃદયમાં કદી જાગૃત હતોજ નહીં. દરરોજ મારા મનમાં સ્થૂલ મૂર્તિનો જુનો સંસ્કાર જાગી ઉઠતો.

મૂર્તિમાં શ્રદ્ધા રાખનાર મારા શિષ્યોની હું અદેખાઇ કરતો. જો કે તેઓ મારા શિષ્યો હતા, છતાં તેમનો શ્રદ્ધાભાવ જોઈ, મને થઇ આવતું કે હું તેમને પગે પડું. વખત જતો ગયો, છતાં મારી લાગણીમાં કાંઈજ સુધારો ન થયો. શ્રીકૃષ્ણ પ્રત્યેનો મારો પ્રેમ કાંઇ ઓછો હતો તેમ નહોતું. પણ તે મૂર્તિમાં મારો સ્થૂલ ભાવ ખસેડી શકતોજ નહીં.

મારો આ ભાવ દૂર કરવા હું પ્રભુની પ્રાર્થના કરતો, કે જેથી તે મૂર્તિમાં હું મારા પ્રભુનાં દર્શન કરી શકું.

એક દિવસે મેં પૂજા કરતાં પ્રાર્થના કરી કે, “હે પ્રભુ, તેં મારામાં તારા પ્રત્યે કેટલેક અંશે ભક્તિ મૂકી છે ને તે તું જાણે છે; તેજ તારી કૃપાનું ફળ છે. હે પ્રભુ! મારા પર દયા લાવી—મારા પર દયા કરી, તારી મૂર્તિમાં

પણ મને સાચી શ્રદ્ધા થાય એમ કર !–ને મેં કલાકોના કલાક સુધી રૂદન કર્યા કર્યું.

પછી તેજ દિવસે સાંજરે હમેશની માફક હું શ્રીગોવિંદજીની મૂર્તિ સન્મુખ દર્શને ગયો. તમે માનશો ?–મેં તેજ મૂર્તિમાં–હાસ્ય કરતી મૂર્તિમાં સાક્ષાત્ ભગવાનનાં દર્શન કર્યાં. મને લાગ્યું કે મારી આંખો છેતરાય છે. પથ્થર તે માંસાત્મક શી રીતે બને ? –પણ મૂર્તિ જીવતી હતી. ને તેમાં જરાએ ભૂલી નહોતી !

તે દિવસથી શ્રીગોવિંદજીની મૂર્તિ એકલીજ નહીં પણ જે જે મૂર્તિના દર્શને હું જતો, તે તે મને સાક્ષાત્ જીવતી લાગતી. હું તે મૂર્તિને મારા હૃદયમાં પધરાવી ફરૂં છું. ફરીથી ત્યાં જઇ હું કયારે તેનાં દર્શન કરીશ, તે માટે ભટકયાં કરૂં છું.

હું આ દેશના લોકોને કહું છું કે તમે ભગવાન જીસસની–પરમાત્માની મૂર્તિ બનાવી તમારાં ઘરોમાં રાખો, એટલુંજ નહીં પરંતુ તમારા દેવળોમાં પધરાવો ને અંતઃકરણની પૂજાથી–સાચા આદરભાવથી હૃદયનાં પુષ્પો વડે તેને ભજો. તમે જો દરરોજ આ મૂર્તિને ભજશો તો તમારામાં જીસસ માટે ભક્તિભાવ, પ્રેમ ને આદરભાવ ઉત્પન્ન થશે.

એ જરૂરનું છે કે પ્રભુપૂજા ઉપર પાશ્ચમવાસીઓ જરા વધારે ઊંડા ઉતરી વિચાર કરે ને તે બાબતમાં પૂર્વનું શિક્ષણ ગ્રહણ કરે. પૌરવાત્યો એ તેમના મોટા

મને ખબર હતી કે શ્રીગોવિંદજીની મૂર્તિ નવી છે. પાશ્ચાત્ય કેળવણીના સંસ્કારોએ મારા મગજમાં ભુસુ ભરેલું, જેથી મને તે મૂર્તિ પ્રત્યે બહુ શ્રદ્ધા નહોતી. હું ત્યાં દર્શન કરવા જતો, ને પગે લાગતો. સાંજની આરતી વેળા વૃંદાવનના સર્વ ભક્તોની પેઠે હું પણ વર્તતો. હું પણ પ્રાર્થના કરતો ને પગે પડતો. પણ તે મૂર્તિ નવી છે, એ ખયલ મારા મનમાં હોવાથી જેટલો આદરભાવ મને શ્રીકૃષ્ણ પ્રતિ હતો તેટલો આદરભાવ મૂર્તિ તરફ મારા હૃદયમાં કદી જાગૃત થતોજ નહીં. દરરોજ મારા મનમાં સ્થૂલ મૂર્તિનો જુનો સંસ્કાર જાગી ઉઠતો.

મૂર્તિમાં શ્રદ્ધા રાખનાર મારા શિષ્યોની હું અદેખાઇ કરતો. જો કે તેઓ મારા શિષ્યો હતા, છતાં તેમનો શ્રદ્ધાભાવ જોઈ, મને થઇ આવતું કે હું તેમને પગે પડું. વખત જતો ગયો, છતાં મારી લાગણીમાં કાંઈજ સુધારો ન થયો. શ્રીકૃષ્ણ પ્રત્યેનો મારો પ્રેમ કાંઇ ઓછો હતો તેમ નહોતું. પણ તે મૂર્તિમાં મારો સ્થૂલ ભાવ ખસેડી શકતોજ નહીં.

મારો આ ભાવ દૂર કરવા હું પ્રભુની પ્રાર્થના કરતો, કે જેથી તે મૂર્તિમાં હું મારા પ્રભુનાં દર્શન કરી શકું.

એક દિવસે મેં પૂજા કરતાં પ્રાર્થના કરી કે, "હે પ્રભુ, તેં મારામાં તારા પ્રત્યે કેટલેક અંશે ભક્તિ મૂકી છે ને તે તું જાણે છે; તેજ તારી કૃપાનું ફળ છે. હે પ્રભુ! મારા પર દયા લાવી—મારા પર દયા કરી, તારી મૂર્તિમાં

પણ મને સાચી શ્રદ્ધા થાય એમ કર !–ને મેં કલાકોના કલાક સુધી રૂદન કર્યા કર્યું.

પછી તેજ દિવસે સાંજરે હમેશની માફક હું શ્રીગોવિંદજીની મૂર્તિ સન્મુખ દર્શને ગયો. તમે માનશો ?–મેં તેજ મૂર્તિમાં–હાસ્ય કરતી મૂર્તિમાં સાક્ષાત્ ભગવાનનાં દર્શન કર્યાં. મને લાગ્યું કે મારી આંખો છેતરાય છે. પથ્થર તે માંસાત્મક શી રીતે બને ? –પણ મૂર્તિ જીવતી હતી. ને તેમાં જરાએ ભૂલી નહોતી !

તે દિવસથી શ્રીગોવિંદજીની મૂર્તિ એકલીજ નહીં પણ જે જે મૂર્તિના દર્શને હું જતો, તે તે મને સાક્ષાત્ જીવતી લાગતી. હું તે મૂર્તિને મારા હૃદયમાં પધરાવી ફરૂં છું. ફરીથી ત્યાં જઇ હું ક્યારે તેનાં દર્શન કરીશ, તે માટે ભટક્યાં કરૂં છું.

હું આ દેશના લોકોને કહું છું કે તમે ભગવાન જીસસની–પરમાત્માની મૂર્તિ બનાવી તમારાં ઘરોમાં રાખો, એટલુંજ નહીં પરંતુ તમારા દેવળોમાં પધરાવો ને અંતઃકરણની પૂજાથી–સાચા આદરભાવથી હૃદયનાં પુષ્પો વડે તેને ભજો. તમે જો દરરોજ આ મૂર્તિને ભજશો તો તમારામાં જીસસ માટે ભક્તિભાવ, પ્રેમ ને આદરભાવ ઉત્પન્ન થશે.

એ જરૂરનું છે કે પ્રભુપૂજા ઉપર પાશ્ચમવાસીઓ જરા વધારે ઊંડા ઉતરી વિચાર કરે ને તે બાબતમાં પૂર્વનું શિક્ષણ ગ્રહણ કરે. પૌરવાત્યો એ તેમના મોટા

ભાઇઓ છે. તેમની કનેથી તેઓ ધર્મ ને ભક્તિના વિદ્વત્તા ભરેલા પાઠો શીખે–એ માટે હવે વખત આવી લાગ્યો છે.

કેળવાયલા પાશ્ચાત્યો–જેઓ ખોટા વહેમોથી દૂર છે, બુદ્ધિશાળી છે, ધાર્મિક વલણવાળા છે, તેઓ હવે પૌરવાત્યોમાં સાચો ભાવ, ખરી લાગણી ને દૈવીપણું જોઈ શકયા છે. તેઓમ ધર્મનું ઉંચાપણું છે, એવા ઢોંગમાંથી નીચે ઉતરી, પૂર્વ દેશની આ સાચી સેવાવિધિ પૌરવાત્યોના આચાર વિચારમાંથી તેમજ તેમના ગ્રન્થોમાંથી શીખી લેવાનો વખત પણ હવે આવી પહોંચ્યો છે. હિંદુઓએ પૂજાવિધિનું વિજ્ઞાન શાસ્ત્ર પણ બનાવેલું છે; હિંદમાં પૂજા-વિધિ એ પણ એક જાતનું શાસ્ત્ર છે; પાશ્ચમની દુનિયાને આમાંથી ઉંડામાં ઉંડાં સત્યો જડી શકશે.



# ભૌતિક સત્ય ને ભાવનાત્મક સત્ય.



આજ રાતનો વિષય " ભૌતિક સત્ય ને ભાવનાત્મક સત્ય " એ છે આજકાલ આપણે ભૌતિક સત્યોને ઘણું વજન આપીએ છીએ અને ભાવનાઓને ઉવેખીએ છીએ. આ કળિયુગમાં આત્મધર્મના અજ્ઞાનને લીધે આપણે ભાવનાત્મક સત્યો કરતાં ભૌતિક સત્યોની વધારે કીંમત આંકીએ છીએ. કેટલાક તો ભાવનાની કોડી કીંમત પણ ગણતા નથી. તેમને મન તો ભૌતિક સત્યોજ ઘણી મોંઘી કીંમતનાં છે, કારણ, વ્યવહારમાં તેનીજ ઉપયોગિતા વધારે હોય છે; તે એટલે સુધી કે કેટલાક તો પ્રાકૃતભાવોથી ભરેલા હોઇ ભાવનાત્મક સત્યોને મૂર્ખાઈ ગણે છે. અમને ભૌતિક સત્યો બનાવો, અમને ભૌતિક સત્યો આપો "– એવોજ ધ્વનિ કાને પડે છે. તેઓ કહેશે–" અમને ભૈ તક સત્યો આપો, ભાવનાત્મક સત્યોની અમને શી જરૂર છે ? " હા, આપણે, ખરે, એવાં ભૌતિક સત્યો પાછળ એટલા બધા ઘેલા બની ગયા છીએ. હાલના વિજ્ઞાનશાસ્ત્રીઓએ આપણને ગાંડા બનાવી મૂકયા છે. પુસ્તક વાંચનાર લેખક પાસે ભૌતિક સત્યો (facts) માગે છે. ભાષણ સાંભળનાર, બોલનાર પાસે તેવીજ હકીકતની આશા રાખે છે.

ભૌતિક સત્યો એટલે ? દરેક ચેતનપ્રદેશને તેનાં સત્યો હોય છે. જે સત્યો એક ચેતનપ્રદેશનાં હોય છે, તે બીજા

ચેતનપ્રદેશનાં સત્યોથી જુદાં પડે છે. જ્યારે લોકો ભૌતિક કે વ્યાવહારિક સત્યોની માગણી કરે છે, ત્યારે તેઓ જડ સત્યોની વાત કરતા હોય છે. તેઓનાં મન ઘણે ભાગે જીવનની સ્થૂળ ભૂમિકા ઉપર વાસ કરી રહ્યાં હોય છે. આથી મનઃપ્રદેશ કે આધ્યાત્મિક પ્રદેશ વિશે તેઓ સાંભળતા હોય, છતાં તેને લાગુ પડતી દલીલો ને આન્તર ધર્મોની સાબીતી અર્થે તેઓ જડભૂમિનાં સત્યો માગે છે.

ભૌતિક સત્ય એટલે ? સત્ય એટલે સચ્ચાઇ. જડ ભૂમિનાં દૃશ્યોનો, જડ ભૂમિનાં સત્યોનો અનુભવ જડ વસ્તુઓની લોલુપ એવી ઇન્દ્રિયો દ્વારા, જડ તત્ત્વોથી પોષાયલા મન વડે લઈ શકાય છે.

માનસિક, નૈતિક, આધ્યાત્મિક એમ જુદી જુદી ભૂમિકાઓને તેનાં પોતાનાં સત્યો હોય છે. જડ ભૂમિકાનાં સત્યોથી તેમનું બંધારણ જુદા પ્રકારનું હોય છ. વિચારો જડ પદાર્થને ઉત્પન્ન કરે છે; સર્વ જડ પદાર્થો પાછળ વિચારો હયાતિ ધરાવે છે. સર્વ સ્થૂળ કાર્યો પાછળ વિચારો હોય છે. તમે કોઇપણ કામ કરતા હો, ત્યારે મન વિચારથી ઉત્તેજિત હોય છે. કાર્યની પાછળ વિચાર ન હોત, તો દુનિયા ક્યારનીએ ગાંડી થઇ ગઇ હોત. ભૌતિક વિજ્ઞાને દુનિયાને તેનાં વૈજ્ઞાનિક સત્યો પાછળ ઘેલી બનાવી મૂકી છે. ખરૂં જોતાં, વિજ્ઞાનશાસ્ત્રીઓ વૈજ્ઞાનિક યોગીઓની શોધખોળ સાથે વ્યવહાર ચલાવે છેઃ એટલે કે યોગીઓએ ચિત્તને એકાગ્ર કરી પ્રકૃતિના આત્મામાં, પ્રકૃતિના વિચારપ્રદેશમાં, વિચારની ઉંડી ગુહાઓમાં નિમગ્ન થઇ જે શોધો કરેલી છે, તેમની સાથેજ

વિજ્ઞાનશાસ્ત્રીઓ વ્યવહાર ચલાવે છે. અને તેઓ તેમના શિષ્યોને વ્યાવહારિક સત્યો ઉપર શ્રદ્ધા રાખતાં શીખવે છે.

વિજ્ઞાની કોઇ એક ભાવ ઉપર કે કોઈ એક વિચાર ઉપર એકાગ્ર થાય છે. જ્યારે તેની સંપૂર્ણ એકચિત્તવૃત્તિ થાય છે, ત્યારે તેને તે વિચાર કે ભાવ પાછળ ચમત્કારી સત્યો હયાત ધરાવતાં લાગે છે. તે એકજ વિચારની નસેનસમાં ઉંડો ઉતરી પડે છે ને અંદરથી બીજા વિચારો કે ભાવો ખોળી કાઢે છે. આ વિચારોનો પ્રકાશ તેના મનમાં ઝળકી ઉઠે છે: "મેં નવી શોધ કરી છે, મને નવું સત્ય જણાયું છે." આ સત્ય તે દુનિયાને આપે છે–કીર્તિ ને પૈસા માટે વેચે છે. વિજ્ઞાનીઓના આ વૈજ્ઞાનિક સત્ય પાછળ, આ સ્થૂલ સત્યો પાછળ વિચાર હોય છે. આ વિચારોમાં નિમગ્ન થઈ, શોધકની એકચિત્તવૃત્તિએ જે નવીન ભાવો ને નવીન વિચારોને જન્મ આપ્યો હોય છે, તેનાથી જુના વિચારો પરિવર્તન પામ્યા હોય છે. તેઓ કહેશે કે "અમને સ્પષ્ટ બુદ્ધિથી સમજાય તેવાં કારણો આપો. અમે તો બુદ્ધિ માન્ય કરે તેવાંજ કારણો સ્વીકારવાના. અમારે તો એવાંજ કારણો જોઇશે." આનો અર્થ એ થયો કે અમને ભૌતિક કારણો આપો. આવા કોઇ માણસ જોડે તમે આધ્યાત્મિક કે નૈતિક વિષય ઉપર વાત કરતા હશો તોપણ તેની સાબીતી અર્થે, તેને ગળે વાતો ઉતરી શકે એ અર્થે તે ભૌતિક કારણો માગશે અને આને "શુદ્ધ" કારણો તરીકે લેખશે. એટલે બીજા શબ્દોમાં તેનું મન જે સ્થૂલ ભૂમિ ઉપર વિહાર કરી રહ્યું હોય છે તે સમજી શકે તેવાં કારણ માગશે; કારણ, જડથી વધારે એવું કશું જ તે જાણતું જ હોતું નથી.

ભાવનાત્મક સત્યો ભૌતિક કરતાં વધારે મોટાં છે, ભૌતિક સત્યો કરતાં મનુષ્યોને વધારે ઉપયોગી છે. ભાવના એટલે ? ભાવના એટલે વિચારપ્રવાહ. હું એવી ભાવનાઓ વિષે બોલતો નથી, કે જે વૃત્તિની ઉત્તેજક અગર વ્યર્થ હોય છે. વિષયી મનના ભાવો પેઠે તેની ભાવનાઓ પણ નિરર્થક છે. આવી જુઠી ભાવનાઓ ખોટાં આંસુ સારે છે કે ઢોંગી લાગણી દર્શાવે છે. હું તેને માટે બોલતો નથી, હું તો એવી ભાવનાઓ માટે બોલું છું જે મનને અંધકારમાંથી—શોકમાંથી—દિલગીરી-માંથી અદ્ધર ઉંચકે. વિજ્ઞાનમાં આવી ભાવનાઓનો એક અંશ પણ ગાડું—વજનથીયે વજનદાર છે. હું વગર વિચાર્યું બોલતો નથી. હમણાંજ તમને તે જણાશે.

વિજ્ઞાનશાસ્ત્રીના ગ્રંથો તમને તાજુબી ભરેલા લાગે છે. લેખકની બુદ્ધિપ્રભાની કે તેની શોધક વૃત્તિનાં તમે વખાણ કરવા મંડી જાઓ છો. જડ પદાર્થોના પોષણથી પુષ્ટ થએલી તમારી બુદ્ધિ ઉપર તેનો પ્રભાવ પડે છે. તે એવા હોય છે કે તમે ગ્રન્થ નાંખી મૂકો છો ને પછી ભૂલી જાઓ છો. તમારા મન કે હૃદય ઉપર તેની અસર થએલી જણાતી નથી, અને તમે તો જીવો છો મન કે હૃદયમાં. તમે તમારા દરરોજના વ્યાવહારિક જીવન-માં ભાવના પર જીવો છો. જ્યાં વિચારને સ્થાન નથી, જ્યાં આત્માવલોકનનો અભાવ હોય છે, એવા આ દોડધામના જમાનામાં આપણે કેવા ભ્રમિત થયા છીએ ? જીવન ભાવના ઉપર આધાર રાખે છે. ધારો કે હું સ્થૂલ ચીજોનો વેપાર જખરો કરું છું; અથવા તો વૈજ્ઞાનિક વસ્તુઓ વેચનાર જખરો વિજ્ઞાની છું; વિજ્ઞાનનો અભ્યાસી પણ છું; ધીકતો ધંધો

કરી મેં સારો જીવ પણ કર્યો છે; આખો દિવસ વૈજ્ઞાનિક વસ્તુઓ જેવી કે વીજળીની બત્તીઓ, વરાળયંત્રો વગેરે મોટા જથ્થામાં વેચી વિજ્ઞાનની મોટી મોટી વાતો કર્યે જાઉં છું; રાતે ઘેર આવી ઘરમાં પ્રવેશ કરતાં, ને મારી પત્ની, બાળકો—પુત્રીઓ—પુત્રોને જોતાં હું ઓફીસના વિચારો ને ઓફીસની લોલુપતાઓ ભૂલી જાઉં છું. પ્રવેશ સાથેજ મારાં બાળબચ્ચાંઓને લઈ ચુમું છું. તેઓ મારી આગળ પાછળ વીંટાઇ વળે છે. મને લાગે છે કે જાણે હું કોઇ જુદીજ દુનીઆમાં આવ્યો હોઉં, હું ભાવનાત્મક બની ગયો હોઉં ! ઓફીસના કામના રોકાણ સિવાય ઘરનો વખત હું ભાવનાઓમાં ગાળું છું—તેની ઉપર જ ગુજારો કરૂં છું. ઘરમાં કાંઈ બનાવ બને છે ત્યારે વિજ્ઞાનની સર્વ બાબતો ભૂલી ગયો હોઉં છું—દરેકે દરેક વસ્તુ સ્મરણપટ ઉપરથી દૂર જતી રહે છે. હું રડતો હોઉં કે ગુસ્સે હોઉં—પણ તે સઘળું ભાવનામાંથી જન્મ્યું હોય છે.

પૂર્વમાં કે પશ્ચિમમાં મેં એવો એકે માણસ નથી જોયો, જે ખરેખર એમ કહી શકે કે મારામાં ભાવનાઓનો છાંટો સુદ્ધાં નથી. હા દુનિઆદારીમાં ભ્રમિત થએલા ઘણા માણસો એવું કહે છે ખરા. તેઓ કહેશે, " હું ભાવનાઓમાં માનતો નથી. " અને છતાંય એજ લોકો ભાવનાઓથી ભરેલા હોય છે; તેઓ ભાવના—સૃષ્ટિમાંજ હરેફરે છે ને જીવે છે. જે માણસ એમ કહે કે હું ભાવનામાં જીવતો નથી, તેના બોલવામાં તમે વિશ્વાસ રાખશો નહિ. અજાણપણે પણ તે જુઠું જ બોલે છે. તેને માટે હું એમ તો ન કહી શકું કે તે બુદ્ધિપૂર્વક જુઠું બોલે છે, પણ એટલું તો ખરૂં કે ત

શું બોલે છે તેની તને ખબર નથી. તેને શોખ કે આંતરિક જીવનનું ભાન નથી, બાલ્યબુદ્ધિથી ઉપજેલા કેટલાક વિચારોથી તે ભ્રમિત થયો હોય છે; તેથી તેના બોલવાની તેને ગતાગમ નથી. તેથીજ તેનાં કૃત્યો ને વચનો વચ્ચે વ્યભિચાર હોય છે.

હાલના વિજ્ઞાનીઓ વખત જતાં નકામા થઇ જશે ને વ્હેલા મોડા ભૂલાઇ જશે. પરંતુ કોઈ એવી ભાવનાવાળો પુરુષ હશે કે જેની ભાવના વડે મન આપત્તિના કીચડમાંથી શાન્તિ ને સંવાદના ઉંચા પ્રદેશોમાં ઉડી શકે, તો તેવો પુરુષ યા સ્ત્રી, પછી તે ગમે ત્યારે થઇ ગયાં હશે, પણ તે મનુષ્ય-હૃદયમાં ચિરંજીવ રહેશે. ભાવનાવાળો માણસ યુગો સુધી સ્મરણમાં રહી શકે છે. શા માટે ? કારણ, ભાવના જ જગતમાં સામ્રાજ્ય ભોગવે છે ને નહીં કે ભૌતિક સત્ય.

જડ પદાર્થો આપણા શરીરને ખપના છે. પણ, આપણાં જીવન, મન, હૃદય ને આત્માને તો ભાવનાજ ઉપયોગી છે. આપણે મનના નિવાસસ્થાનરૂપ ને આત્માના દ્વારરૂપ એવા મનઃપ્રદેશમાં આવેલા હૃદયમાંજ રમીએ છીએ. આમાંજ આપણે સઘળા વાસ કરીએ છીએ—જંગલી મનુષ્યો, પણ આપણા નિવાસસ્થાનરૂપ આપણું મન છે, અને જેને આપણું સ્વરૂપ માનીએ છીએ તેવી આપણી આત્મચેતનતાનું શરીર તો કેવળ આવરણ છે.

તમે તમારા ઈતિહાસમાંથી એવો એકે દાખલો આપી શકશો, કે ખરો વીરપુરૂષ કે વીરાંગના હોય ને છતાં ભાવનારહિત હોય ? ભાવના વગરનાં સ્ત્રીપુરુષમાં કલ્પના-

શક્તિજ નથી હોતી. જેનામાં કલ્પનાશક્તિ નથી, તે એક ઢોર કરતાં પણ વધારે હલકો છે. આવાં સ્ત્રી–પુરુષો જીવે છે કે કેમ, તેની મને ખબર નથી, દરેક જણમાં કાંઇક ભાવના, કાંઈક કલ્પનાશક્તિ હોય છે જ, કે જે વડે તે જીવતો રહી શકે છે.

ખરે, આપણે બધા ભાવનાવાળા માણસો છીએ. સર્વ પ્રાણીઓ તેવાં છે. આપણું જીવન ભાવના ઉપર ચાલે છે. આપણામાંથી ભાવના લઇ લેવામાં આવે, તો આપણે નિષ્પ્રાણ થઈએ. માણસની પાસે દુન્યવી બધી ચીજો હોય, તમામ પ્રકારની દુન્યવી સુખશાંતિ હોય, છતાં જો તેનું મન વ્યગ્ર હોય, તો તેનાં સુખશાંતિ કે અમનચમન કશાજ હિસાબનાં નથી. એ વસ્તુઓ તેને મદદ પણ નથી આપતી. એનું ચિત્ત વ્યગ્ર હોય છે.

જીસસ ક્રાઇસ્ટ ભાવનાવાળો માણસ હતો. પાશ્ચાત્યો તેને સૌથી મહાન ગણે છે. જીસસની જોડે સરખાવતાં સઘળા વિજ્ઞાનીઓ–એડિસન સુદ્ધાં, અંધકારમાં તદ્દન ઝાંખા પડી જાય છે–છેક પૂર્વના વિજ્ઞાનીઓ પણ મનુષ્ય મન આગળથી ખરી પડયા છે તેમ. પણ, જીસસ કાયમ રહ્યા છે. તેમણે દુનિયાને શું આપ્યું ? ભાવનાઓ: આન્તર વિચારની, આન્તર–ચૈતન્યની, હૃદય ને આત્માનાં સત્યોની ભાવનાઓ. માટેજ આજે સર્વ રાજાઓના રાજા, સર્વ વિદ્વાનોના વિદ્વાન, સર્વ વિજ્ઞાનીઓના વિજ્ઞાની તરીકે તે પૂજાય છે. તેમની પવિત્રતા આગળ, તેમના સ્વાર્પણ આગળ, આન્તર વસ્તુઓના તેમના ચમત્કારી જ્ઞાન આગળ,

પથ્થર જેવા મગજનો વિજ્ઞાની પણ ઝૂકી પડશે. જેમ ચંદ્રમા આગળ આગિયા ક્રીડા કરે છે, તેમ જીસસ આગળ તેઓ કેવળ અલ્પ જંતુઓ જેવા છે.

કોઈ માણુસ અસંતુષ્ટ હોય; તેની ઇચ્છા પૂરી પડી ન હોય; તો તે પૈસો, સુખશાંતિ ભોગવી શકતો નથી: તેનું ચિત્ત વ્યગ્ર થયું છે, તેના મનને ઘા લાગ્યો છે, તેના હૃદયને ભારે ઝખમ થયો છે ને તે દુઃખમાં ડુબી ગયો છે. તમે આવા માણુસ આગળ ભલેને વિજ્ઞાનનાં છટાદાર ભાષણો આપો; તમારૂં કહેલું તે સાંભળશે નહીં. તેને આશ્વાસન મળતું નથી. પણ જેને વિજ્ઞાનનું જ્ઞાન નથી કે જેણે ખોટી વિદ્યા પ્રાપ્ત કરી નથી, એવો કોઇ માણુસ તેની કને આવે; કદાચ તે નિરક્ષર કે અજ્ઞાન પણ હોય; છતાં આવો માણુસ જો તેની જોડે ભાવથી, સાચા હૃદયથી, સાચી દિલોજાનીથી બોલે છે, તો તેને શાંતિ થયા વિના રહેતી નથી. વળી આવોજ બીજો માણુસ પ્રેમ, પવિત્રતા, ને આત્મિક ભાવનાઓ સહિત આવ્યો છે; તેને મળતાંજ તેનું દુઃખ જતું રહે છે; આમ સ્થિતિ છે. આથીજ હું કહું છું કે ભૌતિક સત્યો કરતાં ભાવનાનાં સત્યો વધારે કીમતી છે, અને આધ્યાત્મિક ભાવનાઓ તો વળી સૌથી શ્રેષ્ઠ છે.

જે સ્ત્રી–પુરુષોએ પોતાની ભાવનાઓ કેવળ શુદ્ધ કરી છે અને જીવનને તે પ્રમાણે દોરી પસાર કર્યું છે, તેમણે તે ભાવનાઓને એક ઝરારૂપ બનાવી છે. ભાવનાઓથી તેમનું મન ઉન્નત થયું હોય છે એટલુંજ નહીં, પણ તે ઇચ્છાઓના

જડ પ્રદેશને પણ ઓળંગી ગયું છે. આવાં સ્ત્રી–પુરુષો વિજ્ઞાનીઓ કે વિચારકો કરતાં વધારે મહાન છે, કારણકે બીજાઓનાં પુસ્તકો કે ભાષણો મનુષ્યોના મન પર એટલા પ્રમાણમાં ફાયદાકારક અસર કરી શકતાં નથી. જેનું હૃદય શિક્ષણ પામ્યું છે, જેની ભાવનાઓ ઠેઠ ઉંડાણમાંથી–આત્મામાંથી જન્મ પામી છે, એવા મનુષ્યો જ્યારે તમારી સાથે વાત કરે છે, ત્યારે તમારા ઉપર તેની ઉંડી છાપ પડે છે. તેના મુખમાંથી નીકળતો દરેકે દરેક શબ્દ શુદ્ધ હૃદય–શુદ્ધ આત્મતત્ત્વથી ભરપૂર હોય છે. એટલા માટેજ તમને આશ્વાસન આપવા, તમારા આન્તર સ્વરૂપને જીવન્ત કરવા, ને તમને પ્રેરિત કરવા તે શક્તિવાળો નીવડે છે.

ખરે, આપણે ભાવનાઓ ઉપર જીવીએ છીએ. દુનિયા ઉપર ભાવનાઓનું સામ્રાજ્ય ચાલે છે. આ સત્યને જાણતા છતાં આપણે ભ્રમમાં જીવીએ છીએ. સર્વકાળે, દરેક દેશમાં ને દરેક યુગમાં આ દુનિયા ઉપર ભૌતિક સત્યોએ નહીં, પણ ભાવનાઓએજ માનવ મન ઉપર સામ્રાજ્ય ભોગવ્યું છે.

કલકત્તામાં મને એક મિત્ર મળેલો. તે કહે, હું ભાવનાઓને નહીં, વિજ્ઞાનને માનું છું. ત્યાર પછી એક દિવસ તેનો પુત્ર પરદેશમાં માંદો પડ્યો છે એવા સમાચાર મેં તેને કહ્યા. આ સાંભળતાં તે ભાવનાવશ થઈ અશ્રુ ગાળવા લાગ્યો. વાતવાતમાં તે છેક ગળગળો થઈ ગયો. તેની મશ્કરી કરવી, એ મને ક્રૂરપણું લાગ્યું. મેં કહ્યું કે, " તે તદ્દન સારો ને તંદુરસ્ત છે, આ તો તારામાં જડ તત્ત્વોજ ભર્યાં છે કે કાંઈ ભાવના જેવું છે, એ જોવા કેવળ મેં

અજમાયશ કરી હતી:" એમ જ્યારે મેં તેને કહ્યું ત્યારે તે ભોંઠો પડી ગયો મારી સામું જોયા વિના ચાલતો થયો.

સર્વ ભાવનાઓમાં પ્રેમભાવ એ સૌથી ઉત્તમ છે. પરંતુ તે સાચો નીવડવા જીવન્ત અને પ્રેમના બધા ગુણોથી યુક્ત હોવો જોઇએ. શાંતિ, સંવાદ ને સ્વાર્પણ એ તેના ગુણો છે. સ્વાર્પણ એ પ્રેમની સૌથી મોટી કસોટી છે. જ્યાં આ ન હોય ત્યાં તે કેવળ જુદી ભાવના માત્ર છે. બહારથી ગમે તેટલો સારો દેખાય, તે આંસુ લાવે તેટલો અસરકારક હોય, પ્રતિધ્વનિત થતો દેખાતો હોય, છતાં જો તે પ્રેમ કોઈ પણ જાતનું સ્વાર્પણ કરવાને તૈયાર ન હોય, તો તેવા પ્રેમ પ્રત્યે તમારે કેવું વર્તન રાખવું તે તમે જાણો. એવા પણ મૂર્ખ માણસો પડયા છે, જે તેવા પ્રેમને સાચો ગણી રાચે છે.

આપણે આવા પ્રેમને પ્રેમ કહીએ તો આપણે પણ મૂર્ખા ઠરીએ. પ્રેમ ત્રણ જાતનો છે. તેમાંના પહેલા બે પ્રકારના પ્રેમ એ પ્રેમ નથી, ફક્ત ત્રીજોજ પ્રેમ છે. દુનિયામાં જોવામાં આવે છે તે પ્રેમ તો એક જાતનું સાટું છે. " જો તમે મને ચાહો, તો હું તમને ચાહું." એનું નામજ સાટું. કેટલીક વાર કોઈ એમ પણ કહે છે, " તું મારા ઉપર પ્રેમ કર ને મારી બન. પછી હું તને મારા ખરા જીગરથી ચાહીશ. હું તને ચાહું છું પણ તું મારી થા—મારીજ." આમાં કબજાનો ભાવ છે, પ્રેમ નથી. કબજાની લાલસા એમજ હોય છે—" હું તને ચાહતો નથી—મારે તો તું ( તારો કબજો ) જોઇએ." ત્રીજા પ્રકારના

પ્રેમનેજ પ્રેમનું ઉચ્ચ ને પવિત્ર નામ આપી શકાય. તેને લીધે માણસ તેના પ્રેમપાત્ર માટે સર્વ સ્વાર્પણ કરે છે. આનું નામજ સર્વસ્વાર્પણમય પ્રેમ. તેની આગળ સર્વનો–પોતાની જાત સુદ્ધાંનો ભોગ આપવામાં આવે છે. તે પ્રેમ એવો છે કે તમે તેને એકદમ સમજી જશો. આવા પ્રેમ આગળ કશુંજ ટકી શકતું નથી. છતાં તમે એવું પણ સાંભળ્યું હશે કે, સ્ત્રીપુરુષોએ આવી જાતનો પ્રેમ દર્શાવ્યા છતાં પ્રેમનો બદલો મેળવવામાં તે નિષ્ફળ જાય છે. એવા પણ ક્રૂર ને કઠણ હૃદયના આત્માઓ આ જગતમાં પડયા છે; પણ તેઓ બીજી જાતના "પ્રેમીઓ" હોય છે. તેઓ ખરા પ્રેમની મહત્તા જાણતા નથી. ખરા પ્રેમના એવા આવિર્ભાવોને તેઓ નબળાઈઓ તરીકે લેખે છે. તેવાઓ પ્રત્યે તમે જેમ જેમ વધારે પ્રેમ દર્શાવો, તેમ તેમ તેઓ તમને વધારે ધિક્કારશે. ખરો પ્રેમ એ શું ચીજ છે, તેની તેમને ખબર હોતી નથી.

પ્રેમ એ મનુષ્યહૃદયનો ઉંચામાં ઉંચો ભાવ છે. તે સર્વવ્યાપક છે. તે સ્વાર્પણમય છે. તે આત્માનું મૂળ છે. તે આત્મરૂપ છે. સર્વાત્મપ્રેમ એ પરમાત્મરૂપ છે. આવો પ્રેમ ધરાવનાર માણસ પ્રભુને ઓળખે છે કે નહીં ?–તે ધાર્મિક છે કે નહીં ?–તે અધ્યાત્મ જ્ઞાન ધરાવે છે કે નહીં ?–તેની કશીજ ચિન્તા નથી. એવા પ્રેમને તમે તેના સ્વાર્પણથી જાણી શકો છો. તેનું સ્વાર્પણ દરરોજ વધતું જાય છે, વધારે ઉંડું જતું જાય છે. આવો પ્રેમી ભલેને અભણ હોય, ભલેને ધર્મહીન હોય, ભલેને આધ્યાત્મિક

ભાવ વગરનો હોય; તેનામાં પ્રભુ બિરાજે છે. દુન્યવી માણુસો કરતાં તે ઘણોજ ઉંચો છે. આવો માણુસ આ જન્મે પ્રેમમાં નિષ્ફળ નીવડે તો પણ પરમાત્માની કૃપાથી બીજા જન્મે તે ખરા પ્રેમનું દર્શન કરવા પામશે. આવા પ્રેમીને કોઇ એવું કહેનાર મળશે કે તેને પ્રેમનું ભાન કે કદર નથી ને તે તેનો પ્રેમ નકામો ઢોળી નાંખે છે. પ્રેમ પ્રભુ કનેથી આવે છે તેની ખબર સુદ્ધાં તેને નથી હોતી. પણ થોડાજ વખતમાં આધ્યાત્મિક લોકમાં વસતો એક મહાન તારો હોય તેવો તે ઝળકી નીકળશે ને આધ્યાત્મિક પુરુષ તરીકે ખીલી નીકળશે. પ્રેમ એ આધ્યાત્મિકતાનું ફળ છે.

જે પ્રેમમાં જોખમની દરકાર નથી કે સ્વાર્થને સ્થાન નથી, અને જેની જાગૃતિથી માણુસો ઉંચી દશાને પામ્યાં છે: આવો પ્રેમ તમે ગમે તે હૃદયમાં જુઓ તો જરૂર માનજો કે તેમાં પ્રભુ બિરાજે છે ને તે ધીરે ધીરે પ્રગટ થાય છે. પ્રેમ પોતે પ્રભુ છે. પ્રેમ એજ આધ્યાત્મિકતા છે—પણ આવો પ્રેમ સાચો પ્રેમ હોવો જોઇએ. હું આવા પ્રેમનો વિચાર કરૂં છું. હું આવા મની લાગણી અનુભવવા યત્ન કરૂં છું. આવો પ્રેમ કેવળ પવિત્રમાં પવિત્ર માણસમાં જ હોય ત્યારે તેના પ્રભાવ આગળ હું ઝુકી પડું છું. આવો પ્રેમપૂર્ણ માણુસ દેવ છે.

પ્રભુસેવા એ પણ એક ભાવ છે. આપણે ભાવ વડેજ પ્રભુને ભજી શકીએ; આપણે ભાવ વડેજ પ્રભુને સમજી શકીએ; આપણે ભાવ વડેજ પ્રભુમાં લીન થઈ શકીએ; આપણે ભાવ વડેજ તેનાં દર્શન કરી શકીએ; ભાવ વડેજ

તે આપણી સમીપ આવી આપણા સંગી બની શકે. અત્યારે હિંદુસ્થાનમાં એવા અનુભવ લેનાર હજારા માણસા હશે. સર્વસ્વાર્પણમય પ્રેમ એજ પરમાત્મસ્વરૂપ છે. એવા પ્રેમ એ પરમાત્માના ગુણ છે. આપણા પ્રભુ એવા પ્રેમ વધારે પ્રગટ કરે છે. પ્રભુને તમે એવા પ્રેમનું એક બિંદુ માત્ર આપો, ને પ્રભુ તમને પ્રેમના દરિયા આપશે. તમે તેને શરણે જાઓ, તન--મન--ધનથી થોડી સેવા કરો, તેને માટે થોડું કષ્ટ વેઠો, તો તે તમારે માટે હજારગણું દુઃખ વેઠશે. તેની ગાદી છોડી તે તમારી પાસે આવશે, તમારી સંમુખ ખડા થશે, ને તમે જેવા ભાવથી તેના ઉપર પ્રેમ રાખતા હશો, તેવા પ્રેમથી તે તમને ચાહશે. મિત્ર તરીકે, સેવક તરીકે કે ગમે તે ભાવથી, પ્રેમમાં તમે તેને હરાવી શકશો નહીં, કારણ તે પોતે પ્રેમરૂપ છે. પ્રેમ તેનામાંથી વહે છે. આખી દુનિયામાં પ્રેમ તેનામાંથી પ્રસરે છે, પ્રેમરૂપે તેજ વ્યાપી રહ્યો છે--પ્રેમરૂપે સર્વ પદાર્થોના તેજ આધાર છે. તેજ તમારા જીવનના તત્વરૂપ, આધારરૂપ ને મૂળરૂપ છે. આવા પરમાત્માને તમે પ્રેમમાં શી રીતે હરાવી શકો ?

હા, પ્રેમ એજ સર્વોત્તમ ભાવ છે. પદાર્થ માત્રને સ્પર્શ કરતાં વેંતજ આવો પ્રેમ તેને પવિત્ર બનાવે છે. દરેકે દરેક વસ્તુને તે ઓપ આપે છે. આપણે આવા પ્રેમની જ શોધમાં છીએ. આ દુનિયાની રમતમાં પણ આપણે તેવા પ્રેમ માટેજ મથન કરી રહ્યા છીએ. આ પ્રેમ કેવા છે ? આવા પ્રેમ સંપૂર્ણ છે. સર્વ સ્વાપર્ણમય છે, સર્વાકર્ષક છે, કુલાદ્દમક છે ને સંતોષરૂપ છે. વેદમાં આ પ્રેમનેજ

આનંદરૂપે વર્ણવ્યો છે. તમે આવા પ્રેમનો અનુભવ કરો ને તમને આનંદનો અનુભવ થશે. તમારા શરીરના અણુઅણુમાં તમારા આત્મામાંથી આનંદનું અનાહત સતત સુખ વહ્યાં કરશે.

આવા પ્રેમભાવનો વિકાસ કરવો હોય તો મેં ઘણીવાર કહ્યું છે તેમ કોઇ પ્રભુના અવતાર ઉપર ચિત્ત લગાડો. તમે શ્રીકૃષ્ણ–શ્રીબુદ્ધ ગમે તે તમારા હૃદયને આકર્ષી શકે તેનાપર ચિત્ત લગાડો. પ્રેમસ્વરૂપ પરમાત્માના તે ઘણા પ્રકાશવંત આવિર્ભાવો છે. પૂર્ણ પ્રેમનાં લક્ષણો સંપ, શાંતિ ને સુખ છે. શ્રીકૃષ્ણ કે શ્રીબુદ્ધ એવા પ્રેમના પ્રગટ આવિર્ભાવો છે, એવા જ્ઞાન સાથે જો તેમનામાં તમારા મનને પરોવશો તો તેના સર્વ ગુણોમાં, તેમના પ્રેમમાં તમે લય પામશો–જો એકાગ્રવૃત્તિ હશે તો. કદાચ એકાગ્રવૃત્તિ એવી પૂર્ણ નહીં હોય પણ તે શુભ ઇરાદાથી કરવામાં આવેલી હશે, અંતઃકરણપૂર્વકની–સ્વાર્થ રહિત હશે, તો લાયકાતના પ્રમાણમાં તમે તેમાં લય પામશો. તમે તેવા પ્રેમમાં લય પામો, પ્રભુ–આવિર્ભાવોમાં, સનાતન પણે પ્રગટ થતા ગુણોમાં લય પામો, તો તમારામાં પ્રભુના ગુણો જેવા ગુણો, પ્રભુના પ્રેમ જેવો પ્રેમ ઉભરાશે ને અંતે તમારૂં સુખ આનંદરૂપે પરિણમશે, એ આનંદ તમને કદી છોડશે નહીં. એવો અનુભવ થતાં દુનિયાની સર્વ વસ્તુઓ તમને તુચ્છ લાગશે. તમારામાં વાસ કરી રહેલો આવો આનંદ તમારા મિત્ર કે સાથીની ગરજ સારશે. આવો આનંદ ફક્ત તમારામાંથી ઝરશે એટલુંજ નહીં, તે તમારા આડોશી પાડોશી કે તમારા મિત્રમંડળ પ્રત્યે વહેશે, જાણે કોઇ ફુવારામાંથી પાણીનાં ઝરણ છૂટતાં હોય નહીં.

દરેક માણસ આવા સુખનો અનુભવ કરશે, ઘણા ભૂખ્યા આત્માઓની ક્ષુધા તૃપ્ત થશે, તમને એવું લાગશે કે આ દુનિયાપર તમે ભાગ્યશાળી માણસ છો, તમે સનાતન સુખનું અમૃત ખોળી કાઢયું છે એટલુંજ નહીં, પરંતુ તમે તે દરેકને આપી શકયા છો. દુનિયાદારીથી કંટાળેલા, શોકના ભાર તળે દબાએલા એવા ઘણાયે હતભાગી જીવો હશે, જેઓ તમારી અંદરથી વહતા આનંદથી આનંદ મેળવી સુખી થશે.

તમને તેની કીંમત બેસતી નથી. એ આનંદ મેળવતાં તમારે કાંઇ દામ આપવાનું નથી. તમારે તો થોડું ચિંતન, થોડી એકાગ્રતા વગેરે કેળવવાં જોઇએ; તમારે ફક્ત થોડો વખત રોકવો પડે; તમારામાં થોડી ધીરજ, થોડી ભક્તિ જોઇએ. તમે તમારા આત્મામાં અગર કોઈ પ્રભુઅવતારમાં ભક્તિથી લીન થાઓ. દરરોજ એક કલાક લો. તમને વખત નથી એવું બ્હાનું તમે નહીં કાઢી શકો. તમે તમારા વખતને નકામો ફેંકી દ્યોછો, તેનો દુરુપયોગ કરો છો અને એવી રીતે ગાળ્યા વાસ્તે પસ્તાવો કરો છો. તમને પુષ્કળ વખત મળે, દિવસે પણ પુષ્કળ વખત મળી શકે. કામમાં લાગતાં પહેલાં યા તો કામથી પરવાર્યા પછી તમને અવકાશ મળી શકે. આવે વખતે પ્રભુઅવતાર ઉપર અગર આત્મા એ સર્વવ્યાપી પરમાત્માનો અંશ છે એમ જાણી તેમાં એકાગ્ર થાઓ.

અરે, તમે ફક્ત પ્રેમ શબ્દ ઉપર એટલે કે પ્રેમના ભાવનો જે જે અર્થ થતો હોય, તેમાં એકાગ્ર થાઓ. પ્રેમ શું છે એ કહેવાની જરૂર નથી. આપણે સર્વ તેને જાણીએ

છીએ. આ એકજ વસ્તુ એવી છે, જેના આપણે અજાણ ન હોઇ શકીએ. તેના ખુલાસાની જરૂર નથી. પ્રેમના સર્વભાવ–સર્વગુણ સહિત તમે તેમાં એકાગ્ર થાઓ; તમને ખબર છે કે એ શબ્દમાં સમતા, શાંતિ ને સુખનો સમાવેશ થાય છે. તમે તેના ભાવમાં લીન થાઓ–તમારી એકચિત્તવૃતિને તેમાં સ્થિર કરો–તો કોઈ દિવસ જીવનના અમૂલ્ય ખજાનારૂપ અખંડ સુખરૂપ આનંદ તમને લાધશે, જેની આગળ આ દુનિયાનાં કષ્ટો પણ સ્વર્ગ સમાન સુખરૂપ છે.



# મોક્ષનું વિજ્ઞાન.



મોક્ષ શબ્દ એવો તો બજારીઓ થઈ ગયો છે કે તેની તરફ ભાગ્યેજ કોઈ લક્ષ્ય આપતું હોય. જડવાદના આ જમાનામાં કોઈ મોક્ષનો વિચાર કરતું નથી. લોકોને મુક્તિ જોઇએ છે, પણ તે સંસારની ઉપાધિઓમાંથી; એટલે કે જે શબ્દનો અર્થ સર્વ પ્રાણી માટે સુખશાંતિરૂપ, જીવનના પરિતોષરૂપ એવો થાય છે: તેનો ઉપયોગ હવે વ્યાવહારિક ક્રિયાઓમાં કરવામાં આવે છે.

હા, આ દિવસોમાં કોઇને આત્માનો મોક્ષ જોઇતો નથી. પશ્ચિમમાં તો આત્માનો બહિષ્કાર થતો જાય છે. ઘણાઓમાંથી તો કયારનોએ તેનો બહિષ્કાર થઈ ગયો છે. બહિષ્કાર એટલે આત્માની દરકાર ન કરવી તે. આનું કારણ કાં તો આત્માની શોધ કય કરવી, અગર તો આત્મા જેવું કાંઇ છે કે નહીં તેની તેમને ખબર નથી. તેઓનું જીવન આ બાહ્ય સપાટી ઉપરજ પસાર થતું હોય છે. મન તેમનાથી જુદી વસ્તુ છે, એ વિચારવાની સુદ્ધાં તેમને ફુરસદ નથી હોતી. મન અને શરીરને તેઓ એક ગણે છે, વિજ્ઞાનીઓ એવું માને છે કે મન શરીરનો ભાગ છે ને જ્યારે શરીર મરી જાય છે ત્યારે મન પણ તેની સાથે મરી જાય છે, તો પછી આત્માની તો વાતજ શી ? આત્મા માટે તો તેમને વિચાર સરખોય નથી

આવતો. એટલા માટે આ વિષય સાંભળવા આવ્યા સારૂ હું તમને આભનંદન આપું છું.

સંતોષની વાત છે કે કટલાક માણસોમાં આ વિષય માટેનો રસ જાગતો જાય છે. જો કે આ રસ ઘણો છે, છતાં વખત જતાં તેનું બળ વધવા પામશે. મનુષ્યોમાં ને ખાસ કરીને પશ્ચિમની દુનિયામાં જડભાવ ઘણોજ વધારે છે. જડભાવ પરાકાષ્ઠાએ પહોંચવાથી હવે પ્રતિક્રિયા શરૂ થઈ ગઇ છે. હવે તેનો બીજો છેરો કેવો હશે, તે જાણવાની જીજ્ઞાસા થતી જાય છે.

આજ રાતનો વિષય "મોક્ષનું વિજ્ઞાન" એ છે. વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન; એટલે કે મોક્ષનું વિશેષ જ્ઞાન. પણ આ દિવસોમાં વિજ્ઞાન Science કહેવાય છે—એટલે એક એવું શાસ્ત્ર કે જેમાં જડ વિજ્ઞાન–પદ્ધતિ લાગુ પડતી હોય. આ વિજ્ઞાન પાછળ દુનિયા ગાંડી બની છે, પણ ખરૂં જોતાં વિજ્ઞાનશાસ્ત્ર તો સૃષ્ટિ જેટલું જુનું છે. હિંદુઓ પાસે દરેક વસ્તુનું વિજ્ઞાનશાસ્ત્ર છે. તેઓએ દરેક વસ્તુને વિજ્ઞાનનું રૂપ આપ્યું છે. સૃષ્ટિ અને તેના અંગોનું તેમનું જ્ઞાન એવું તો તલસ્પર્શી છે કે મોક્ષને પણ તેઓએ વિજ્ઞાનનું રૂપ આપ્યું છે.

મોક્ષ એટલે ? એક ખ્રીસ્તી કહે છે કે પાપ ને તેના દંડમાંથી છૂટકારો એનું નામ મોક્ષ. પાપમાંથી અને પાપના દંડમાંથી મુક્તિ એજ મોક્ષ.

ઉપરની વ્યાખ્યામાં "પાપ" શબ્દ સૌથી વધારે અગત્યનો છે. પાપ એટલે ? ખ્રીસ્તી ધર્મ પ્રમાણે પાપ

એટલે અસત્યતાનો વિચાર કે કર્મ. અસત્યતા એ ઘણો ગૂઢ શબ્દ છે. કાંતો એ શબ્દને ક્રાઇસ્ટે પોતે, અગર તેના ભાષ્યકારોએ વાપર્યો હોવો જોઇએ. ખરે, અસત્યતાનો વિચાર કે કર્મ એ પાપજ છે. ત્યારે અસત્યતા એટલે? સત્યતાથી વિરૂદ્ધ હોય તે. તો સત્યતા એ શું છે? સત્યતા એટલે આન્તર શુદ્ધિના સંવાદથી સંબદ્ધ હોય તેવું કાંઈક; એટલે કે એવું કાંઈક, જે ચારિત્ર ને લક્ષણોના સત્ય ધોરણ સાથે સંવાદમાં હોય. સત્ય ધોરણ એટલે? અથવા તો એથીયે સૂક્ષ્મ રીતે પૂછતાં, સત્ય એટલે? . લોકમત મુજબ તો જે કાંઈ વાજબી—ન્યાયસર હોય તે સત્ય. ન્યાંયસર એટલે? આ "ન્યાય" શબ્દ સાપેક્ષ સંબંધસૂચક શબ્દ છે. ન્યાયી કૃત્ય એટલે એવું કૃત્ય, જેથી ન તો પોતાને કે ન તો બીજાઓને અન્યાય થાય.

ઉપર મેં 'પોતાને' એવો શબ્દ વાપર્યો છે: કેટલાંક કામો એવાં હોય છે, જેથી દુનિયામાં એના પોતા વિના બીજા કોઇને અન્યાય થતો નથી—આવાં કામો દુનિયા જાણતી નથી-પણ તેવાં કામોથી કામ કરનારને અન્યાય થાય છે. કેટલાંક કામો એવાં પણ હોય છે, જેથી માણસના સ્થૂલ દેહને કશોજ અન્યાય થતો નથી, પણ તેના નીતિદેહને અન્યાય થાય છે. ત્યારે "નીતિદેહ" એટલે? એવી આત્મચેતના—જે મનની પાછળ પ્રકાશના પ્રતિબિંબરૂપે વિચારો ઉપર પડે છે ને તેમાંથી જન્મે છે, તે. 'નીતિદેહ' ની આ વ્યાખ્યા તમે યાદ રાખજો: મનની પાછળ રહેલા પ્રકાશનું પ્રતિબિંબ, જે આપણા વિચારો પર પડતાં તેમાંથી જન્મે છે, તેનું નામજ આત્મચેતના. હજુ

પણ વધારે સ્પષ્ટ બોલીશ. જ્યારે આપણે કાંઇક કરવા માગતા હોઇએ કે કશાનો વિચાર કરતા હોઇએ ત્યારે આપણામાં કાંઈક એવો પ્રકાશ પડે છે, કાંઈક એવી બુદ્ધિ જાગૃત થાય છે, જે બહારથી આવેલી હોતી નથી; કાંઈક એવો આન્તરધ્વનિ યા તો પ્રજ્ઞાનસૂર—જેનો સ્વાનુભવ જીંદગીમાં થએલો હોતો નથી—એવું કાંઇક. આ દેહ શાશ્વત છે, આપણને આત્મભાન થયું ત્યારથી હયાત છે. આનું નામજ "નીતિદેહ."

આપણા મનની પાછળ રહેલો આ પ્રકાશ યા તો પ્રકાશનું પ્રતિબિંબ જો મનની શક્તિઓને અંકુશમાં રાખે અને દોરે, તો આપણે કશું જ એવું નહીં કરીએ, જેથી આપણને પાછળથી પસ્તાવું પડે. જ્યારે આ પ્રકાશ વિચારોને દોરતો હોય છે—આપણી માનસિક શક્તિઓને નિયમમાં રાખતો હોય છે, ત્યારે તે શક્તિનો સંવાદી બને છે. તે એવા સંવાદમાં હોય છે કે આપણને શાંતિ ને ગંભીરતાનો અનુભવ થાય: આપણે કદીપણ કંટાળીયે નહીં, આપણને એક જાતનું સુખ મળે: મનમાં અવસ્થતા ન રહે. આથી મનનું સમતોલપણું આપણને સંતોષ આપે ને આપણે એ સંતોષનું સુખ ભોગવીએ. જે ક્ષણે તે પ્રકાશ આપણા મનોબળને નિયમમાં રાખવા કે દોરવા નિષ્ફળ નીવડે છે, તેજ પળે તે બળો માંહે માંહે લડવા મચે છે ને તે લડાઇમાંથી ઇચ્છાનો જન્મ થાય છે. આ ઇચ્છા કામના તરીકે પરિણમે છે ને આપણે કામના માટે થોડે ઘણે અંશે પશ્ચાત્તાપ ન કરીએ તોપણ મનમાં કાંઇક એવી

અશાન્તિ થયા કરે છે કે જેથી અસ્વસ્થતા થયાં કરે. તેટલા માટે એમ કહીએ તો ચાલે કે માનસિક શક્તિઓની સંવાદી સ્થિતિ એજ સદ્‌ગુણ ને તેનો વિસંવાદ એજ પાપ. પાપની આ વ્યાખ્યા ઉપર મેં યથાશક્તિ વિચાર કરવા મથન કર્યું છે, તે ઉપર જરા વધારે વિચાર કરો:– માનસિક શક્તિઓનો વિસંવાદ એજ પાપનો પિતા ને પાપનો પિતા એજ પાપ.

હવે વધારે. આપણે જે પ્રકાશનો, જે તત્ત્વનો અનુભવ કરીએ છીએ, તેને પાશ્ચાત્યો અંતઃકરણ કહે છે. હકીકત આ પ્રમાણે છેઃ આપણા મન પાછળ પ્રકાશ છે, યાતો પ્રકાશનું પ્રતિબિંબ છે. આ પ્રકાશ શાશ્વત છે, ને માનસિક શક્તિઓ દ્વારા કામ કરે છે. જ્યારે જ્યારે આપણે તેના દોરવ્યા દોરવાતા નથી કે તેના ચલાવ્યા ચાલતા નથી, ત્યારે ત્યારે આપણે ભૂલોમાં અથડાઇએ છીએ. આપણને લાગે છે કે આપણે અમુક કાર્ય ન કર્યું હોત તો ઠીક. આવા દરેક પ્રસંગે મનની અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે.

આ પ્રકાશ શું છે? જો એ શાશ્વત હયાતિ ધરાવે છે, તો તે શું છે, તે આપણે જાણવું જોઇએ. કારણ સત્કર્મોની પ્રેરણામાં તે તત્ત્વજ અને તેનું તેજ જ આપણા ખરા દોસ્ત તરીકે વર્ણવવામાં આવ્યું છે.

આ પ્રકાશ તે આત્મપ્રકાશ છે. આત્મા ક્યાં છે, તે જાણવાની આપણે દરકાર કરતા નથી, પણ આત્માજ સૌથી વધારે ઉપયોગી વસ્તુ છે. આત્મા મનની પાછળ છે. આત્મા એટલે? આત્મા એ આપણા જીવનનું મૂળતત્ત્વ છે. સર્વજીવન

એટલે બ્રહ્માંડનું જીવન. આખું બ્રહ્માંડ આજ પરમતત્ત્વથી વ્યાપ્ત છે. તેને આપણે પ્રેમ અથવા પ્રભુ કહીએ છીએ. સૃષ્ટિના આધારરૂપ, પ્રેમશબ્દ વાચી, સૃષ્ટિમાં વ્યાપી રહેલું આ પરમતત્ત્વજ દરેક જડચેતન વસ્તુઓના આત્મારૂપ છે: આ સૃષ્ટિના દરેક પરમાણુનો તેજ આત્મા છે. તે દરેકે દરેક વસ્તુમાં વ્યાપ્ત છે ને તેટલા માટે સૃષ્ટિના અંશરૂપ એવા આપણામાં રહેલું છે: એટલે કે તેનો જે અંશ આપણામાં વ્યાપ્ત છે તેજ આપણો આત્મા. આત્મામાંથી આત્મચેતના જાગે છે; આત્મચેતનામાંથી મન જાગે છે; મનમાંથી ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે; ઇંદ્રિયોથી પદાર્થો થાય છે: ને પદાર્થોનું આ બાહ્ય જગત બનેલું છે.

ટુંકમાં હિંદુઓનું તત્ત્વજ્ઞાન ઉપર પ્રમાણેનું છે. આ તત્ત્વજ્ઞાન વડે બ્રહ્માંડને ભેદી તેની આન્તર રચના મનુષ્યદૃષ્ટિ આગળ પ્રગટ થાય છે. પ્રબુદ્ધ ઋષિઓએ આ તત્ત્વોનો સાક્ષાત્કાર કરેલો ને આત્મચક્ષુ વડે તેમને પ્રત્યક્ષ કરેલાં. આ તત્ત્વજ્ઞાન પશ્ચિમની દુનિયામાં પણ સંચાર કરે છે, એ જોઇ મને આનંદ થાય છે. વખત જતાં આખી દુનિયા તેનો સ્વીકાર કરશે. કોક દહાડે આ તત્ત્વજ્ઞાનથી ખ્રીસ્તી ધર્મ એક જીવન્ત ધર્મ તરીકે, એક શાસ્ત્રીય ધર્મ તરીકે દીપી નીકળશે, જો કે અત્યારે તો તેની ઘણી ગેરસમજ થએલી છે. જ્યારે આ તત્ત્વજ્ઞાનના પ્રકાશથી ખ્રીસ્તી ધર્મને બરાબર સમજાવવામાં આવશે, ત્યારે અગાઉના ખ્રીસ્તોમાં તે ધર્મ જેટલો પ્રકાશિત હતો તે કરતાં પણ તે વધારે પ્રકાશિત થશે.

મન ભૌતિક પદાર્થોની શોધમાં હોવાથી આ પ્રકાશ એની પાછળ હોવા છતાં તેની તરફ તે તેની પૂંઠ ફેરવે છે. મન બહારનું શરીર, તેની જરૂરીઆતો ને તેના લાભો તરફજ નજર રાખતું હોય છે. આમ હોવાથી તેની પાછળ શું છે તેની તેને ખબર નથી પડતી. તમે તમારી સન્મુખજ જોયાં કરો, તો તમારી પાછળની તમને શી રીતે ખબર પડે ? બહિર્મૂખ ને ભૌતિક પદાર્થોમાં તથા સ્થૂલ લાભોમાં રચ્યુંપચ્યું મન તદ્દન જડ હોય છે. ખરું જોતાં તો તેને આત્મા નથી; કારણ, સ્વયંપ્રકાશરૂપ સ્વયંબુદ્ધિરૂપ એવા આત્માનું તેને ભાન નથી. તે બાહ્ય પદાર્થોમાંજ જીવે છે. જેમ જેમ તે બહારની ચીજોમાં વધારે ને વધારે જીવે છે, તેમ તેમ તે માટે તેની ઇચ્છાઓ વધારે ને વધારે વધતી જાય છે. આનું પરિણામ એ આવે છે કે ભૌતિક ઇચ્છાઓની વરાળ ને ધુમ્મસ તેના મનના કાચ ઉપર આવરણ રૂપ બને છે. આથી મનની પાછળ તેજ પ્રકાશનું હોવા છતાં, તે પ્રકાશને જોઇ શકતું નથી; જો કે તે તેજ પોતામાં થઇને પ્રકાશે છે, છતાં તેને તે જોતું નથી. તે પ્રકાશ તેનો પોતાનો છે એવું માની તે બહારજ જોયા કરે છે; જે કિંચિત્ પ્રકાશ તેની કને હોય છે, તે તેનો પોતાનોજ છે એવું તે ધારે છે. ઇચ્છાઓનું આવરણ ફરી વળેલું હોવાથી તેની દૃષ્ટિ ઘણીજ પરિમિત હોય છે.

આ મનને કેળવી અન્તરમૂખ કરવામાં આવે તો આત્મપ્રકાશ આવરણ પર પડવાથી તે ઓગળી જાય. જ્યારે આપણે અંદર—આત્મામાં જોઇએ છીએ, મન જ્યારે

આત્માભિમુખ થાય છે, ત્યારે આત્મપ્રકાશ તેના ઉપર પ્રકાશે છે ને તેની ગરમી ભૌતિક ઈચ્છાઓના આવરણને ઓગાળી નાંખે છે. આવરણ જ્યારે જતું રહે છે ત્યારે આત્મપ્રકાશ મનના દર્પણમાં થઇને પ્રકાશે છે, અને બહારની સર્વ વસ્તુઓ ઉપર તેજ નાંખે છે. હવે લૌકિક વસ્તુઓ માટે ઈચ્છાઓ થતી નથી. અન્તર્મુખ મન જ્યારે આત્મ-ઉષ્મામાં, આત્મપ્રકાશમાં, આત્મગુણોમાં લય પામે છે, ત્યારે જડ ને ભૌતિક વસ્તુ માટેની ઈચ્છા બંધ પડે છે-તેવી વસ્તુઓ હવે અર્થ વગરની, નીરસ ને તૃપ્તિહીન દેખાય છે.

મોક્ષ શું છે તે મેં તમને હમણાંજ કહ્યું. જ્યારે મન અંદર વળે છે, આત્મપ્રકાશ વડે ભૌતિક ઈચ્છાની સર્વ છારી ઓગળી જાય છે, આત્મા પ્રકાશતો હોય છે ને મન આત્મચક્ષુ વડે જુએ છે, ત્યારે તે બાહ્ય વસ્તુઓના આન્તર સ્વરૂપને જોઇ શકે છે. તે સર્વ પદાર્થોના આન્તરમાં ડુબકી મારે છે, તેમાં તેજ આત્મપ્રકાશ, તેજ પરમતત્ત્વ જુએ છે. જે જડ વસ્તુઓને તે સ્થૂલ કહેતું તે તેને હવે આધ્યાત્મિક બની ગએલી લાગે છે. આત્મિક મન હવે આત્મચક્ષુઓ વડે જોવા માંડે છે ને વસ્તુઓના ઉંડાણમાં પ્રપાત કરી શકે છે. તેને દેખાય છે કે દરેકે દરેક વસ્તુ પરમતત્ત્વ-પછી તેને પ્રેમ કહો, આધ્યાત્મિક કે દૈવીતત્ત્વ કહો, યા ગમે તે કહો-તેનું પ્રતિબિંબ માત્ર છે.

ત્યારે મોક્ષનું વિજ્ઞાન આવું છે. એ માનસિક શક્તિ-ઓમાં શાન્તિ ઉપજાવી સર્વ પાપોમાંથી તેમને મુક્ત કરે

છે, એટલુંજ નહીં, હવે માનસિક શક્તિઓ વિરામ પામી હોય છે ને આત્મશક્તિઓજ પ્રવર્તતી હોય છે–પણ હવે તો માનસિક શક્તિઓ ધરાવનાર તે માણસ પણ આત્મ-શક્તિઓ વડેજ વર્તે છે. હવે નથી હોતી માનસિક શક્તિઓ કે નથી હોતી અશાન્તિ. તેને બદલે હવે માનસિકતામાં સંપૂર્ણ ને પરમ શાન્તિ હોય છે, અગાઉની માનસિકતા જતી રહી હોય છે. હવે આત્મ–માનસિકતા હોય છે. અને માનસિકતા એ શું છે ? ખરૂં જોતાં માનસિકતા એ તો આત્માનો આવિર્ભાવ કરવાનું, તેનું પ્રતિબિંબ પાડવાનું સાધન માત્ર છે. આત્મિક મન કે આત્મચેતના માત્ર તમને પાપમાંથી મુક્ત કરે છે, એટલુંજ નહીં, પણ તે તમને કાંઇક વધારે ઉચ્ચ વસ્તુ આપે છે, જે 'કાંઇક' તમને આનંદિત કરે છે–જે 'કાંઇક' તમારામાં તમે ભાગ્યશાળી બન્યા છો, ને આ ભૂતલ ઉપર સૌથી વધારે સુખી પ્રાણી છો, એવો ભાવ ઉત્પન્ન કરે છે.

હવે આપણે જોઇએ. મનને આન્તરમાં વાળવું એ દરેક માટે અઘરૂં છે. મનને આન્તરમાં શી રીતે વાળવું ? 'તમારા મનને અંદર વાળો' એ કહેવું સહેલું છે, પણ તે બને કેવી રીતે ? જડછાયાથી ઢંકાઈ ગએલી માનવજાતના મુખે અત્યારે આ પ્રશ્ન રમી રહ્યો છે. બચિતજ, પૂછનાર વાસ્તવિક જ પૂછે છે.

હિંદુસ્થાનમાં લોકો શું કરે છે તે હું તમને કહીશ. આત્મચેનતાના વિકાસ માટે ઘણી પદ્ધતિઓ છે. એક શાળા

યોગમાર્ગ શીખવે છે. યોગબલના પાંચ ભાગ પડયા છે. પ્રથમ માર્ગ હઠયોગ કહેવાય છે. હઠયોગ એટલે ? હઠ એટલે બળ, કાંઇક એવું જે બળથી થઇ શકે. અને યોગ એટલે એકાગ્રતા. અંગ્રેજી શબ્દ yoke એનો અપભ્રંશ છે. યોગ એટલે આત્મા સાથે, પ્રકૃતિના આત્મા સાથે મનનું જોડાવું તે. એટલે કે હઠ અર્થાત્ બલાત્કારે આત્મા સાથે મનનું જોડાવું તે હઠયોગ. પણ કેવી જાતના બળ વડે ? મન અને શરીરના બળ વડે. જેનામાં બુદ્ધિવિષયક ચેતના બહુ ન હોય તેને માટે આ હઠયોગ બરાબર છે. આવી બૌધિક ચેતના મેળવવા તે ઘણોજ સારો છે. આવી પ્રકૃતિના માણસોને આત્મવિકાસ કરવો હોય તો તેમને માટે આ એક રસ્તો છે.

જ્યારે ચેલો હઠયોગી ગુરુ પાસે જાય છે ત્યારે તેને માટે સ્નેહમય ભક્તિ શી રીતે થાય તે સારૂ તેના મનને તે કેળવે છે. ગુરુ ઓછામાં ઓછા છ મહિના તો ચેલાને કેવળ તેની પાસે બેસાડી રાખી યોગ શીખવામાં તેની ધીરજ છે કે નહીં તે જોઈ લે છે. થનાર શિષ્યોમાંના કેટલાક તો એવી રીતે ગુરુજી તેમને કાંઈ કરવાનું આપતા નથી અગર તો કાંઇપણ શીખવતા નથી અગર તો તેની જોડે કાંઇ પણ બોલતા નથી, એવું જોઇ એક અઠવાડીઆમાં જ કે મહિનામાં જતા રહે છે. ધીરજવાળા ટકી રહે છે. છ મહિના સુધી જ્યારે મક્કમ રહે ત્યારે શિષ્યને ગુરુ કાંઇ કામ સોંપે છે, જેવું કે જંગલમાં જઇ લાકડાની ભારી લઈ આવવાનું કે અમુક જગાએ જઈ અમુક અમુક વસ્તુઓ લઇ આવવાનું. ખરૂં જોતાં આ વસ્તુઓની કાંઈ

ગુરુને જરૂર હોતી નથી અને એવું પણ નથી હોતું કે એ લોકો એવું નહીં કરે, છતાં ગુરુને એમ જણાય કે આ માણસમાં કાંઇ ભક્તિભાવ છે તો તે તેને કાંઇ કામ સોંપી તેનો ભક્તિભાવ વધારવા ઇચ્છે છે. એથી આખરે પોતાને કાંઈ કામ સોંપ્યું છે તે જોઈ શિષ્ય ખુશી થાય છે ને તેના હુકમો માથે ચઢાવે છે.

આ દરમ્યાન શિષ્યને એકે પાઠ શીખવવામાં નથી આવતો. છ મહિના પછી ગુરુને ખાતરી થાય કે શિષ્ય સાચાં તત્ત્વોનો બનેલો છે ને સારૂં શિક્ષણ આપવાને પાત્ર છે, તો પછી તેને કેટલીક આસનક્રિયાઓ શીખવવામાં આવે છે.

તમને ખુરશીમાં બેસનારને આ આસનોનો ખ્યાલ ન હોય. અમને હિંદવાસીઓને તો પગ ઉપર પગ માંડી જમીન પર બેસવાની ટેવ હોય છે. બેસવાના અમારી પાસે ઘણાં આસનો છે. કેટલાંક તો તમને ફાવે પણ નહીં. અમને તો બચપણથી બેસવાની ટેવ હોય છે. પણ યોગાસનો તો ઘણાં અઘરાં હોય છે. તમને લાગતું હશે કે આત્મચેતના અર્થે આ આસનો ખપનાં ન હોઇ શકે. પણ નહીં; કેટલાંક આસનો તો એવાં છે કે તમે તે પ્રમાણે બેસો તો તમારૂં મન શાંત ને શરીર સીધું ને સમતોલ થાય. શરીરનું સમતોલપણું મનના સમતોલપણા ઉપર અસર કરે છે. આસનો શીખતી વેળા શિષ્યને કાંઇક ઉપર વિચાર કરવાનું પણ કહેવામાં આવે છે. કાંઇક ઉપર વિચાર કરતું એકાગ્ર મન અને શરીરનાં આસનો આ બન્ને માનસિક શક્તિમાં

કાંઈક નવું તત્ત્વ ઉત્પન્ન કરે છે. તે ઉપર હું વધારે વિવેચન નહીં કરૂં. યોગશાસ્ત્રની આ હલકી પદ્ધતિ છે, જેમનું આત્મભાન ખીલ્યું નથી તેમને માટે નીમાએલી છે.

પછી કર્મયોગ આવે છે. કર્મયોગ એટલે સત્કર્મ કરવાં તે. કર્મ એટલે સારાં કામ, બીજાઓના તથા પોતાના ભલા માટે સારાં કામ કરવાં તે. ઈશ્વરની પ્રાર્થના યા તો ઇશ્વરનું ચિંતવન કરીને, સાધુઓના કે આધ્યાત્મિક વિષયોના વિચાર કરીને, અથવા ધર્મગ્રંથોનો અભ્યાસ કરીને કર્મ-યોગીએ આત્મકલ્યાણ સાધવાનું હોય છે; વળી સાથે સાથે એવાં કર્મો પણ કરવાનાં હોય છે, જેથી બીજાઓનું ભલું થાય. લોકકલ્યાણની આવી ભાવના તેમની એક જાતની આધ્યાત્મિક બુદ્ધિની વૃદ્ધિ કરે છે.

જેમ કર્મયોગનો વિકાસ વધારે ને વધારે, તેમ જ્ઞાન-યોગનું સાનિધ્ય વધારે ને વધારે. વખત જતાં કર્મયોગીઓ કર્મયોગનો ત્યાગ કરી જ્ઞાનયોગ સ્વીકારે છે.

જ્ઞાનયોગ એટલે ? પોતાનું તેમજ જીવનના પરમ તત્ત્વનું જ્ઞાન. 'વિશ્વરચના અને તેની ક્રિયાઓનું જ્ઞાન; અભ્યાસ વડે પ્રાપ્ત કરેલું પ્રકૃતિના તેમજ પોતાની અંદરના ગુહ્ય નિયમોનું જ્ઞાન. આવો જ્ઞાનયોગી બ્રહ્માંડના તત્ત્વોનાં આર્ષ ગ્રંથોમાંથી અભ્યાસ કરે છે. પછીથી મેળવેલા જ્ઞાનનો ઉપયોગ નિયમોનો સાક્ષાત્કાર કરવામાં કરે છે. આ નિયમો તેના પોતાનામાંજ પ્રવર્ત્તે છે, એટલે તેની ક્રિયાઓને અનુભવગમ્ય કરવા તે યત્ન કરે છે.

શુદ્ધ તત્ત્વરૂપ આત્મા ઉપર એકાગ્ર થઈ તેઓ શોધી કાઢે છે કે આત્મા આન્તર નિયમોની ક્રિયાઓ ઉપર પ્રકાશ નાંખે છે. આ નિયમોનો અભ્યાસ કરતી વેળા, તેઓ તેમના મનને આત્મગામી કરે છે ને વખત જતાં આત્મામાં લય પામે છે. આ સ્થિતિએ પહોંચ્યા પછી તેઓ આન્તર નિયમો સુદ્ધાંની દરકાર કરતા નથી. આત્મપ્રકાશથી આત્મધ્યાન ધરે છે ને આત્મમનમાં આત્માનો લય કરે છે. મેં આરંભમાં કહ્યું હતું તેમ મન પછી આત્મિક થાય છે. વખત જતાં ભૌતિક ઇચ્છાઓના બંધનમાંથી મન તેમને મુક્ત કરે છે ને ભૌતિક ઈચ્છાઓનું બંધનવિમોચન પાપમાંથી મુક્ત કરાવે છે.

હવે રાજયોગ. રાજયોગનો આરંભ પ્રાણાયામથી થાય છે. જો તમે પ્રાણને નિયમિત કરી શકો, તો તમારા મનને નિયમિત કરી શકો છો. પ્રાણને નિયમિત કરતાં મન પણ નિયમિત થાય છે એ વાત પશ્ચિમની દુનિયા હવે જાણવા લાગી છે. જુઓ, તમને લાગતું હશે કે તમારો શ્વાસોચ્છ્વાસ વધારે જલદી ચાલે છે. જેમ શ્વાસોચ્છ્વાસ વધારે તેમ મનની ચંચળતા પણ વધારે, જો શ્વાસોશ્વાસને ઓછા ને મંદ કરી શકો, તો મન પણ શાન્ત થાય. ઘડીઆળના લોલકનો કાંટા સાથે જેવો સંબંધ છે, તેવોજ સંબંધ આપણા પ્રાણનો મન સાથે છે. લોલકની ગતિ જેમ જેમ વધારે તેમ કાંટાની ગતિ વધારે ત્વરિત. જેટલી આપણા પ્રાણની ગતિ વધારે તેટલીજ આપણા મનની ચંચળતા વધારે. મન એટલા બધા વિચારોથી ભરાએલું હોય છે કે વિચારો બહુજ ઝડપથી તેનામાં ઉભરાવા માંડે છે. પ્રાણાયામથી આપણું મન અંકુશમાં આવે છે.

તમે બધા આ માટે પ્રયત્ન કરી શકો છો. પણ તમારે પ્રાણને નિયમિત કરવા હોય તો યોગીએ દર્શાવેલા કોઈ ક્રમ પ્રમાણે તે ક્રિયા કરવી જોઇશે. તમારે પ્રાણ સાથે રમત કરવાની નથી. એ ઘણું જોખમભરેલું છે. શ્વાસોચ્છ્વાસના નિયમ પ્રમાણે તમે શ્વસનક્રિયા કરશો તો તમને અનુભવ થશે કે તમે તમારા મનને પણ નિયત કરી શકો છો. મન નિયમિત થયું કે શાન્ત થશે. આમ રાજયોગી મનને કબજે કરી પ્રાણાયામ તથા મનોનિગ્રહ વડે પ્રભુની કોઇ મૂર્તિ ઉપર કે પ્રભુના કોઈ ગુણ ઉપર કે કોઇ અવતારી સ્વરૂપ ઉપર એકાગ્ર થાય, તો લાંબા વખતના અભ્યાસથી એકાગ્ર થવાની શક્તિ તે સિદ્ધ કરી શકે છે.

આખરે રાજયોગી આત્મચેતના મેળવે છે. એટલુંજ નહીં, પણ મહાન આત્મશક્તિઓ પણ પ્રાપ્ત કરે છે. ચાલો, હું તમને તેનો કાંઇક ખ્યાલ આપીશ. પહેલાં તો ગુરુ શ્રીકૃષ્ણના સ્વરૂપ ને તેના ગુણોનું વર્ણન આપે છે ને પછી તેની મૂર્તિ ઉપર ધ્યાન ધરવાનું કહે છે. તે ગુણો આ છે–પ્રેમ, શાંતિ, સંવાદ વગેરે વગેરે. શ્રીકૃષ્ણે પાંચ હજાર વર્ષ ઉપર આ પૃથ્વી ઉપર દર્શન દીધેલું. તેજ શ્રીકૃષ્ણના સ્વરૂપનું વર્ણન કરવામાં આવે છે. તેની કલ્પના શક્તિની મદદ માટે લાકડા કે પથ્થરની એક મૂર્તિ આપવામાં આવે છે. આ મૂર્તિ ઉપર મનને એકાગ્ર કરી શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવાનું કહેવામાં આવે છે. તેને કહેવામાં આવ્યું હોય છે કે મૂર્તિ તો માત્ર ચિહ્નરૂપે છે. તે તો ચિહ્નમાત્ર છે. જ્યારે આ મૂર્તિ સદાય હાજર ને હાજર દેખાય, એટલી બધી નજર આગળ

તરવર્યા કરે કે આંખો બંધ હોય કે ઉઘાડી હોય છતાં હરવખત મનઃચક્ષુ આગળથી તે કદીએ દૂર ખસી ન જાય, ત્યારે મને કહેજે—આવી આજ્ઞા ગુરૂ કરે છે. પેલો કહે કે "જી, મહારાજ, લાંબા કાળના અભ્યાસ પછી હવે તે મૂર્તિ મારી નજર આગળ અખંડ રહે છે ને ગમે તે કામ કરતો હોઉં છતાં તે મારી આગળ ખડીજ દેખાય છે; મારા મન આગળથી તે કદીયે વિરમતી નથી." ત્યારે ગુરુ જવાબ આપે છે કે "અસ્તુ," "હવે એ મૂર્તિના માથાથી ઘુંટણ સુધી-નોજ વિચાર કરજે. ઘુંટણ નીચેના ભાગને જોઇશ નહીં."

વખત જતાં જેમ જેમ તે એકાગ્ર વધારે થાય છે, તેમ તેમ તેની એકાગ્રતા વધારે દૃઢ થાય છે. થોડા વખતમાં તો કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણની માથાથી તે ઘુંટણ સુધીની મૂર્તિજ તે જોઈ શકે છે. આ સિદ્ધિની વાત ગુરુને કહેતાં, ગુરુ આજ્ઞા કરે છે કે "હવે માથાથી તે કેડ સુધીની મૂર્તિજ જોજે. નીચેના ભાગને જોઇશ નહીં."

વખત જતાં આમાં પણ તે વિજયી થાય છે. આ વાત ગુરુને કહેતાં "હવે છાતી ઉપરનો, પછી માથું એકલું, પછી આંખો એકલી જ ને પછી આંખોનો ઉપલોજ ભાગ," આમ ઉત્તરોત્તર તે આજ્ઞાઓ કરે છે. આમાં સિદ્ધિ મેળવતાં એકલા મુગટનોજ ને પછી મુકુટમણિનો એમ આજ્ઞાઓ થાય છે. આવી રીતે એકાગ્રતાના સતત અભ્યાસથી પરિણામો જલદી આવે છે. જ્યારે મુકુટમણિ વિના બીજું કશુંજ નહીં જોવા જેટલી એકાગ્રતામાં તે ફતેહમંદ થાય છે ત્યારે તેને છેવટની આજ્ઞા "ભમ્મર વચ્ચે કાલ્પનિક બિંદુ લઇ તેનું ધ્યાન ધર" એવી કરવામાં આવે છે.

અત્યાર લગી તો જડ કે દૃશ્ય પદાર્થો ઉપર તે એકાગ્ર થતો હતો: ધારો કે આ ચિન્તવન તે દશબાર વર્ષ સુધી કરે છે; કેટલાકની બાબતમાં તો તે વીસ વર્ષ સુધી પણ કરવું પડે છે; પણ હવે તેની એકાગ્રશક્તિ એટલી બધી પ્રબળ થઇ હોય છે કે તે ગમે તે વસ્તુમાં પ્રવેશી શકે છે—ગમે તે વસ્તુ ઉપર એકચિત્ત થઇ શકે છે, ને તેને પોતાની દૃષ્ટિગમ્ય કરી શકે છે.

ભ્રમ્મર વચ્ચે કાલ્પનિક બિંદુ ઉપર એકાગ્ર થવાથી ગુરુની છેલ્લી આજ્ઞા વખતે તેની એકાગ્રશક્તિ ઘણીજ તીવ્ર થઇ હોય છે—આથી કોઇપણ જાતના અન્ય વિચાર સિવાય, કોઈપણ જાતની બીજી વસ્તુ સિવાય કેવળ બિંદુનોજ તે વિચાર કરે છે: એમ કરતાં કોઈ દહાડો એકાએક ઘણીજ અજાયબી ભરેલો બનાવ બને છે. તેની એકચિત્તવૃત્તિનું એકાત્મ બિંદુ પ્રકૃતિના પડમાં પ્રવેશ કરે છે ને તેને ચીરે છે કે તત્ક્ષણ તેને અનુભવ થાય છે કે આખું બ્રહ્માંડ એના પોતામાં છે ને તે પોતે બ્રહ્માંડમાં છે.

તેણે તેની શરૂઆત શ્રીકૃષ્ણની સ્થૂલ મૂર્તિથી કરી હતી. મૂર્તિની સ્થૂલતાની આત્મચેતના ધીમે ધીમે લઇ લેવામાં આવી. છેવટે તે જડ મૂર્તિમાંથી મુકુટમુક્તારૂપજ અવશેષ રહેલું, પણ પછી તેની ચેતના પણ લઇ લેવામાં આવી, ને અંતે ભ્રમ્મર વચ્ચે કાલ્પનિક બિંદુ ઉપર ધ્યાન સ્થિર કરવામાં આવ્યું. આમ પંદરવીસ વર્ષના સતત અભ્યાસથી કુદરતી રીતેજ વિકાસ પામેલી ને વધારે ને

વધારે પ્રબળ થએલી એકાગ્રશક્તિથી પ્રકૃતિનો પડદો ચીરવા તે યોગી શક્તિમાન થાય છે, ત્યારે તેને લાગે છે કે બ્રહ્માંડ પોતામાં ને પોતે બ્રહ્માંડમાં છે.

તે ક્ષણથી તે બ્રહ્માંડથી વિખુટો હોય તેવું તેને કદીએ લાગતું નથી. પોતે બ્રહ્માંડના અંગરૂપ હોય તેમ તેને લાગે છે. અત્યારે આખું બ્રહ્માંડ પણ જેમ તેની બહાર તેમ અંદર છે. હવે તે પ્રકૃતિના આન્તરિક નિયમો અનુસાર જુએ છે. વૃક્ષ, પથ્થર, આકાશ, પૃથ્વી હરકોઇ પદાર્થમાં તે પ્રકૃતિના આન્તર નિયમો પ્રવર્ત્તતા જોઈ શકે છે. દરેક ઠેકાણે તેને તે જ નિયમો કામ કરતા લાગે છે. આથી પણ વધારે. તે નિયમોમાં વ્યાપી રહેલું અસ્તિત્વના કુલ સરવાળારૂપ જે તત્ત્વ છે, તેને તે જુએ છે.

આ તાજુબી પમાડે એવી સિદ્ધિઓના અનુભવ પછી પ્રકૃતિના આન્તર નિયમોની ક્રિયા જતી રહે છેઃ તે તેના બાહ્યાંતર પ્રભુમયતા જુએ છેઃ તે આનંદમય તત્ત્વમાં તરે છે. પાપ જેવી વસ્તુનો તે વિચાર સુદ્ધાં કરી શકતો નથી. મોક્ષ–વિષયકર્મો યા તો પાપશક્તિના દંડમાંથી મુક્તિ–તેના કરતાં એણે કાંઇક વધારે મેળવ્યું છે. તેણે વસ્તુ-આત્મામાં પ્રવેશ કર્યો છે; બ્રહ્માંડના આત્મામાં તે દાખલ થયો છે, અહીંજ તે વાસ કરી રહેલો છે. વખત જતાં તેનું શરીર ગળી જાય છે; પણ તે તેના જીવનનો–તેના આયુષનો સ્વામી થયો છે. શરીર છોડી દેવાની ઇચ્છા થતાં તે તેને છોડી દે છે. જે તત્ત્વ તેને દર્શન દઈ રહ્યું હોય છે ને જેનો તેણે સાક્ષાત્કાર કરેલો છે તેમાં,–સર્વ વસ્તુઓના

તત્ત્વરૂપ તે તત્ત્વમાં તેણે પ્રવેશ કર્યો હોય છે. આનું નામ રાજયોગ.

સૌથી મહાન ભક્તિયોગ છેલ્લો આવે છે. તે પ્રેમ-ભક્તિનો યોગ છે. એની પ્રાપ્તિથી માણસ કેવળ મોક્ષ મેળવી શકે છે, એટલુંજ નહીં, પણ પ્રભુતા સુદ્ધાં પ્રાપ્ત કરી શકે છે, એટલે કે સૃષ્ટિના સૌથી ગુપ્ત પ્રદેશ એવા ઇશ્વરતત્વમાં પ્રવેશ કરી, તે પ્રભુ–આત્મામાં દાખલ થાય છે. ભક્તિથી–પ્રેમભક્તિથી એ બની શકે છે.

આવો ભક્ત પ્રભુના કોઈ તેજસ્વી આવિર્ભાવ ઉપર, કોઇ અવતાર ઉપર તેના ચિત્તને લગાડે છે. પ્રભુચેતના પ્રભુ–અવતારોમાં સૌથી વધારે હોય છે. પૂર્વાવતારોમાં આત્મચેતનાની પરાકાષ્ઠા તેમણે પ્રાપ્ત કરેલી હોય છે. ઘણા યુગો પહેલાં તો તેઓ પણ કેવળ અભ્યાસીજ હતા. અત્યારે કોઇ અભ્યાસી તેમના સ્વરૂપનું ચિન્તન કરે તેવાજ અભ્યાસી તેઓ પણ એક વખત–ઘણાં યુગો પહેલાં હતા. તેમની પહેલાંના કોઈ અવતાર ઉપર તેમણે પણ ચિત્તવૃત્તિ સ્થિર કરેલી. આવી રીતે બ્રહ્માંડના આત્મામાં,– પ્રભુચેતનામાં ડુબકી મારી તેની આત્મચેતના પ્રાપ્ત કરી યુગોના યુગો પર્યંત એ જ હાલતમાં તેઓ સ્થિતિ કરી રહેલા હોય છે. આવી લીન દશામાંથી વિખુટા પાડી જરૂર પડયે તેમને પૃથ્વી ઉપર મોકલવામાં આવે છે ને તેઓ મનુષ્યાકારમાં અવતરે છે, ને ઇશ્વરાવતાર તરીકે પૃથ્વી ઉપર સંચરે છે. તેઓ ઇશ્વરના અવતારો છે એમાં શક

નથી. તેઓ ઇશ્વરરૂપ છે. તેમને માનવચેતના હોતી નથી. તેમની ચેતના દૈવી હોય છે. લાંબા વખત સુધી દૈવી તત્ત્વમાં લીન થએલા હોવાથી—તે તત્ત્વમાંથીજ રસ પીધેલો હોવાથી, તેમનામાંથી માનવ ગુણો નાશ પામ્યા હોય છે. તેમને ઇશ્વિરચેતના સિવાય બીજી ચેતના હોતી નથી. તેઓ ઇશ્વિરાવતારો જ છે. તેઓ પૃથ્વી ઉપર પ્રભુરૂપ છે.

આમાંના કોઈ અવતારનું, દાખલા તરીકે સૌથી મહાન ને પૂર્ણાવતાર એવા શ્રીકૃષ્ણનું ભક્ત ધ્યાન ધરે છે. પાંચ હજાર વર્ષ ઉપર શ્રીકૃષ્ણનું સુંદરમાં સુંદર સ્વરૂપ ભૂમિપર વિચર્યું હતું. એ શ્રીકૃષ્ણનું—તેમના બુદ્ધિ ને હૃદયના અધિકારી ગુણોનું—પૃથ્વી ઉપરનાં તેમનાં દૈવી પ્રેમપ્રેરિત ને અનુપમ કાર્યોનું, બની શકતા બધા પ્રેમથી તે ધ્યાન ધરે છે, વધારે ને વધારે સંકીર્તન કરે છે, વધારે ને વધારે તેમની સેવા કરે છે, શાસ્ત્રમાં વર્ણવેલી તમામ લીલાઓ તથા માહાત્મ્યનો વધારે ને વધારે અભ્યાસ કરે છે, ચિન્તન ને પૂજામાં વધારે ને વધારે કાળ ગાળે છે—આમ કરતાં કરતાં અંતે તે શ્રીકૃષ્ણમાં લય પામે છે.

આપણે જે વસ્તુ ઉપર એકાગ્ર થઇએ તેમાં લીન થઇએ; જે વિષયો ઉપર એકાગ્ર થઇએ તેના ગુણોમાં લીન થઇએ. એટલે જે કોઈ ભક્ત શ્રીકૃષ્ણમાં લીન થાય ને તેના ચિત્તને તેનામાં એકાગ્ર કરે, તે શ્રીકૃષ્ણના ગુણોમાં લય પામે, તેના પ્રેમમાં લય પામે. શ્રીકૃષ્ણ પ્રેમસ્વરૂપ પરમાત્મા છે; શ્રીકૃષ્ણ પોતે પ્રેમ છે; પ્રેમ એ સર્વસ્વ છે! ભક્ત

પ્રેમની શાન્તિમાં લય પામે છેઃ શ્રીકૃષ્ણની શક્તિમાં—તેની આત્મશક્તિઓમાં તે લય પામે છે.

તેણે મોક્ષ પ્રાપ્ત કર્યો છે, એટલુંજ નહીં, તે પરમાનંદના પ્રદેશમાં દાખલ થયો છે. તે ચાલતો હોય છે ત્યારે સર્વ લોકો તેની તરફ જોઇ રહે છે. તેની ચમત્કારી જાગૃતિ જોઇ તેઓ સર્વ અચંબો પામે છે. તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં પ્રકાશ નાંખે છેઃ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં પ્રેમનો પ્રકાશ નાંખે છે. જેઓ તેની તરફ જુએ છે તેમનાથી તેની પાસે આવ્યા વિના, સામાન્ય મનુષ્યો કરતાં તેનામાં જે કાંઈ વિશેષ હોય છે તેમાં લય પામવાનો યત્ન કર્યા વિના, રહેવાતુંજ નથી. તેમને કાંઇક આકર્ષે છે, તેમનામાં શાન્તિની લાગણી પેદા કરે છે, તેમનામાં શાન્તિનો, પ્રેમનો, સદ્‌વૃત્તિનો, સત્યતા વગેરેના ભાવો ઉત્પન્ન કરે છે. શ્રીકૃષ્ણના અગર તો પ્રભુના બીજા કોઈ અવતારના ભક્તને એવું ફળ મળે છે.



# આવતો અવતાર.

કેટલાકને આજ રાતનો વિષય લાગણી ઉશ્કેરનારો લાગશે. મારા મનમાં એવો કશોજ ભાવ નથી. હું તમારી વૃત્તિને ઉત્તેજિત કરવા નથી આવ્યો. વિષયનું મથાળુંજ એવું છે, એ ખરી વાત. એથી તમને ઉશ્કેરણી થાય તો તે પણ બહેતર છે. હું તે જોઇ ખુશી થઇશ. મને આશા છે કે તે લાગણી વધારે ઉંડી ઉતરે ને લાંબો વખત ટકે. એમ થશે તો જ્યારે આ સંદેશાનું સત્ય પૂરવાર થશે, ત્યારે તેનું મહત્વ કેટલું છે તે સમજાશે. દુનિયા ઉપર આવો બનાવ સૌથી મોટો કહેવાય. પ્રભુ પૃથ્વી ઉપર અવતરે એ બનાવ મનુષ્ય જાતના સૌથી વધારેમાં વધારે સુખનો તથા કલ્યાણનો અવસર છે.

અમે અવતારોથી ભૂમિમાં રહીએ છીએ, અમે અવતારોનાં બોધવચનો ઉપર જીવીએ છીએ. અવતાર ક્યારે થવાનો છે, એ અમે સારી પેઠે જાણી શકીએ.

દરેક અવતારના આગમન પહેલાં અમે એ જાણી શકેલા. ૪૦૦ વર્ષ પૂર્વે ચૈતન્ય આવ્યા, તે વાત અમારા સાધુસંતો અગાઉથી જાણી શકેલા. પ્રભુ આગમન પહેલાં તેનું પ્રતિબિમ્બ દુનિયા ઉપર નાંખે છે. તે ગર્ભમાં હોય તેજ વખતથી તેની અસર, તેનો પ્રેમ અને તેનો પ્રકાશ પ્રગટ થવા માંડે છે. નૈતિક વાતાવરણના સ્પર્શ માત્રથી તમે જાણી શકો છો કે તેણે જન્મ લીધો છે.

× × × ×

પ્રભુ આવે છે, એમ કહી હું એમ કહેવા માગું છું કે તે આવ્યા છે; અને હવે થોડાજ વખતમાં પોતાની જાતને પ્રગટ કરવાના છે. આ ખબર એટલા માટે આપું છું કે તેનો લાભ મળી શકે. તમને અવતારો વિશે જાણવાની ઉત્કંઠા છે; અવતાર આવે એવું તમે ઈચ્છો પણ છો. પણ તમને તે તમારા પાદરીઓ નહીં કહી શકે. અવતાર એ શું છે એની તેમને ખબર નથી હોતી.

× × × ×

૪૧૩ વર્ષ પૂર્વે શ્રીકૃષ્ણના પૂર્ણાવતાર એવા શ્રીચૈતન્યે જન્મ લીધેલો. સત્યયુગ પછી શ્રીકૃષ્ણ સિવાય એવો બીજો અવતાર આ દુનિયાએ જોયો નથી. તેમનું સ્વરૂપજ એવું હતું કે તે પ્રેમ ઉપજાવે. તેમના વચન માત્રથી હજારો આત્માઓનો ઉદ્ધાર થઈ ગયો છે. તેઓ તેમના હાસ્ય વડે હજારોના હૃદયમાં પ્રભુપ્રેમાસક્તિ પેદા કરતા. પછી જ્યારે તેમણે તેમનો પ્રેમ વચનામૃત દ્વારા–ભજન દ્વારા–દવી નૃત્ય દ્વારા બતાવ્યો, ત્યારે આખું હિંદ તેમને ઝૂકી પડયું. તેમનાં પ્રેમદર્શનો એવાં હતાં કે દુનિયાને તો તેનું સ્વપ્નું પણ ન આવી શકે. ચૈતન્યમાંથી સૌંદર્યનો–પ્રેમનો–જ્ઞાનનો આત્મા પ્રકાશવા લાગ્યો. અને મનુષ્યરૂપે એમણે પ્રેમનો જે મહાસાગર ઉલટાવેલો, તેમાં આખું હિંદ ડૂબી ગયેલું.

જ્યારે ચૈતન્યે આ દુનિયાનો ત્યાગ કર્યો ત્યારે બીજાઓની માફક તે નિર્દેહ નહીં થયેલા. જગન્નાથના દેવળમાં તે દાખલ થયા, પછી અદૃશ્ય થયા–જડવા પામ્યાજ નહીં. લોકો કહે છે કે તે મૂર્તિમાં મળી ગયા. હા, તે અદૃશ્ય

થયેલા. તેમના શરીરનો પત્તાજ નહીં લાગેલો. પણ અદૃશ્ય થતાં પહેલાં તે તેમની માતાને ને શિષ્યોને કહી ગયેલા કે હું ફરી ફરીને આવીશ–બે વાર આવીશ. તે પ્રેમસ્વરૂપ ચૈતન્યપ્રભુના ફરીવારના આગમનની રાહ હિંદ જોઈ રહ્યું છે.

છેલ્લાં બધાં વર્ષોથી તેમના વચનની સિદ્ધિની રાહ જોવાય છે. તેમના વિયોગ પછી હિંદને શાન્તિ વળીજ નથી. તમને મારા કહ્યા પર વિશ્વાસ આવે તો માનો કે.તે આવી ચૂકયા છે. હવેનો અવતાર તો આખી દુનિયા માટે છે–પણ તે આવ્યા છે હિંદમાં. ૪૧૩ વર્ષ પહેલાંનો અવતાર તો કેવળ તાત્તકાલિક અસર માટે હતો; જો કે તેનાં આંદોલનો તો ઠેઠ દુનિયાના બીજા છેડા સુધી પહોંચેલાં. સુધારાનો યુગ તેમના જન્મકાળેજ મંડાયો. ચૈતન્યની અસરનું એકની આધ્યાત્મિક મોજું જિસસ ક્રાઈસ્ટના ધર્મની શુદ્ધિ અર્થે ગયેલું.

હવે તો તેની અસર જાતિભેદ કે રંગભેદ વગર, જાતિ, કેળવણી કે ભાષાના ભેદ વગર, બધાજ માણસો ઉપર થશે. પ્રેમસ્વરૂપ એવા તે ફક્ત એકજ ભાષા–પ્રેમનીજ ભાષા જાણે છે. દરેક દેશમાં ને દરેક યુગમાં તે ભાષા સમજાય છે. તમારી પાસે આવનાર માણસ ધારો કે એક ચીનો છે. તેનામાંથી પ્રેમ ઝરતો હોય–તે પ્રેમમાંજ જીવતો હોય–પ્રેમ વડેજ માણસોના આત્મા બદલતો હોય–તો શું તમે તેવા માણસને નહીં સમજી શકો ? ભલેને તે ચીન ભાષા બોલતો હોય. તેના કહેવાનો ભાવ–તેના બોલવાનું રહસ્ય

-તેની આંખોમાંથી-તેના શરીરના અણુઅણુમાંથી ફુટી નીકળતું હશે. અને તમે તે ચીનદેશનો વત્ની છે એવું જાણતા હો અગર નહીં, તમે તેને પાયે પડશો. તમારાથી રહેવાશેજ નહીં. પ્રેમની શક્તિ બીજી બધી જાતની શક્તિઓ કરતાં ઘણીજ વધારે છે. પ્રેમની શક્તિ તે ઈશ્વરાશક્તિ છે. આવો સ્વાનુભવજ તમારામાં શ્રદ્ધા પેદા કરશે.

હવે આ અવતાર કેવી જાતનો હોય છે તે આપણે જોઈએ. વિવેચન કરતા અગાઉ અવતારની શી જરૂર હોઇ શકે, તે જોઈએ. વિચારવંત માણસો તો જાણે છે કે આપણને તેની જરૂર હોય છે. પણ અવતાર ક્યાંથી ને શા માટે જન્મે છે ? આ સવાલનો ખુલાસો સૌથી મહાન અવતાર એવા શ્રીકૃષ્ણેજ આપેલો છે. તે કહે છે કેઃ

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

પૃથ્વી ઉપરના બધાજ અવતારોનું રહસ્ય આથી સમજાય છે. આમાં તે અવતારનું શાસ્ત્રીય કારણ આપેલું છે. તે આ પ્રમાણેઃ—

"હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય, એટલે કે એવી સ્થિતિ પ્રાપ્ત થાય, જ્યારે ધર્મની અધોગતિ થાય ને લોકો ધર્મનો વિચાર કરે નહીં કે

ધર્મને ટકાવી રાખે નહીં કે તેને અનુસરે નહીં;—એક તરફથી આવી સ્થિતિ થાય ને બીજી તરફથી અધર્મનો વિજય થાય, માણસોના હૃદયમાં અધર્મનું રાજ્ય પ્રવર્તે; ધર્મની જગા અધર્મ લે;—આવી પરસ્પર વિરૂદ્ધ સ્થિતિઓ એકઠી મળે, ત્યારે આવી ઉભય સ્થિતિઓજ **મને** લાવે છે. આ કારણો વૈજ્ઞાનિક છે—શાસ્ત્રીય છે. કેવી રીતે? અધર્મની ઉર્ધ્વગતિ ને ધર્મની અધોગતિને લીધે મનુષ્ય જાતની આત્મચેતના અસમાન બને છે—તેનું સમતોલપણું જતું રહે છે અને હું કે જે સમતોલપણું છું—સમતોલપણાનો આત્મા છું—તે અવતરણ કરૂં છું; ને સમતોલપણું લાવવા, ધર્મનો અભ્યુદય કરવા ને અધર્મનો પરાજય કરવા, પ્રેમ ને સંવાદનાં આંદોલનો ફેલાવું છું. સાધુઓનું રક્ષણ કરવું, ને દુષ્ટોનો સંહાર કરવો, એજ મારૂં કાર્ય હોય છે. મારૂં છેલ્લું કાર્ય એવું હોય છે કે મનુષ્યોના આત્મામાં ધર્મનું રાજ્ય પુન: સ્થાપિત થાય. આ પછી હું અદૃશ્ય થાઉં છું.”

× × × ×

જો ધર્મની અધોગતિ અને અધર્મની વૃદ્ધિ એજ શરતો હોય, તો એવી શરતો પાકી ચૂકી છે, અને હવે વખત આવી પહોંચ્યો છે. આપણામાંના ઘણાખરા ધર્મને લાભ કરનાર માનતા નથી. આપણે ફક્ત ભૌતિક લાભની દૃષ્ટિથીજ જોઇએ છીએ. અધર્મે આપણા ઉપર એવી તો મોહિની લગાડી છે કે તે સારો અગર ખોટો કહેવાય, એ પણ આપણે જાણતા નથી. અધર્મ ખરાબ છે કે કેમ, એ પણ ચર્ચાનો

વિષય થઇ પડયો છે. આમ છતાં અદ્યાપિ દુનિયામાં એવી ઘણી અલ્પ સંખ્યા પણ છે, જે દુનિયાના લાભો સાટે ધર્મને ફેંકી ન દે. આવા લોકોના પુણ્ય વડેજ આ પ્રભુની દુનિયા ચાલે છે ને હજુ જલમાં પ્રલય નથી પામી. તમારા મનની સ્થિતિ સાધારણ એટલે ઘણાભાગના માણસોના જેવી છે કે કેમ, તે ઉપર મનન કરવાની ચિન્તા સુદ્ધાં પણ તમને થતી નથી. ખરે! અધર્મની વૃદ્ધિ સાધુઓના મનમાં ઘણીજ શોકની લાગણી ઉત્પન્ન કરે છે. અત્યારે તો એવી ચીજોની શોધખોળ થાય છે-એવી ચીજો પાછળ દોડધામ થાય છે-જે ભૌતિક સુખ આપે, અગર કાંઇક એવું આપે, જે વડે લૌકિક સ્થિતિ સુધરે. ધર્મ એ શી વસ્તુ છે, તે જાણવાની કે શોધવાની સાધારણ સ્ત્રી યા પુરુષ કાળજી પણ નહીં કરે. ઘણાઓમાંથી આત્મા વિરામ પામ્યો છે. અગર તો જો તેઓ "આત્મા" ની દરકાર કરે છે એમ કહેતા હોય તો આત્મા શબ્દથી તેઓ તેમના શરીરને સમજે છે. હવે તો આપણે પુસ્તકોમાં તેમજ છાપાઓમાં માણસોની સ્થૂળ સંખ્યાને પણ આત્માના નામથી ઓળખવા લાગ્યા છીએ.

પ્રેમલોકમાંથી-તે સર્વોત્તમ આધ્યાત્મિક ભૂમિમાંથી અવતાર નીચે પૃથ્વી ઉપર ઉતરે ને દુનિયાનો કચરો સાફ કરે, તે માટે વખત પાકી ગયો છે. તે ક્યાંથી આવશે, તે તમને તરતજ જણાશે. તે ક્યાં જનમ્યો છે એવું કહી, હું તમારા મનમાં કુતૂહલ ઉત્પન્ન કરવા નથી માગતો. સૂર્ય ઉગે છે ત્યારે વાદળાં પણ તેને ઢાંકી શકતાં નથી. વાદળાં કોરીને પણ તે પ્રકાશ આપે છે. અને આ અવતાર પણ તેનો વખત

આવ્યે પ્રકાશશે. એક વાત કહી લઉં. તે હિંદમાં જન્મ્યો છે. હિંદુસ્થાન એવી એકજ ભૂમિ છે, જ્યાં પ્રભુનો અવતાર જન્મ લઇ શકે. બીજે ઠેકાણે ભૂમિ લાયક નથી. તે ત્યાં પહેલી વાર આવે છે એમ પણ નથી. સૃષ્ટિના આરંભકાળથી તેણે ત્યાં જન્મ લીધેલો છે. પ્રભુ પ્રત્યેના ભક્તિભાવથી, ધાર્મિક સંસ્કારોથી, અને આધ્યાત્મિક લાગણીઓથી હિંદી મન ભરપૂર હોવાથી તેજ ભૂમિ દૈવી અવતારને આકર્ષી શકે.

પણ મારે તમને કહેવું રહ્યું કે તે આગળ જતાં દુનિયા સમક્ષ પ્રગટ થશે. તેની અસર આખી દુનિયા ઉપર થશે. તેના આવવાની તૈયારી ચાલી રહી છે. માટેજ સુધારાઓ થતા જાય છે. પૂર્વ ને પશ્ચિમ વચ્ચે મુસાફરીની સગવડો વધતી જાય છે. વ્યવહાર ને મુસાફરીની આ સગવડો સીધી રીતે તો વેપાર અર્થે થઇ છે; પણ વ્યવહાર ને વેપાર તેના ગર્ભમાં રહેલી બક્ષીસ–આપલેનો લાભ આપશે–એથી પૂર્વનો આત્મા પશ્ચિમના આત્મા જોડે ને પશ્ચિમનો પૂર્વના જોડે બોલી શકશે ને અન્યોન્યનો ધંધો–પ્રેમનો ધંધો પણ ચલાવશે.

આ સંબંધમાં હું એક બીજી વાત પણ કહેવા ચાહું છું. તે પ્રગટ થશે ત્યારે આખી દુનિયા જાણશે. જાણનાર વર્ગ તો હાલ પણ જાણે છે. તમે આ પ્રશ્ન ઉપર વિચાર કર્યો હોય–દુનિયા ઉપર આધ્યાત્મિક પરિવર્તન થવાનું છે કે નહીં, તે ઉપર તમે વિચાર કર્યો હોય, તો દુનિયાનો વિચાર પ્રવાહ પ્રભુ પ્રત્યે કેવી રીતે વળતો જાય છે, એ જોઇ શકો.

પ્રવાહની પાછળ આ દોડધામની નીચે પણ આધ્યાત્મિક જાગૃતિનું એક નાનું મોજું વહી રહ્યું છે, જેનું દર્શન માણસ-ની કઠણમાં કઠણ મનોભૂમિમાં પણ કરી શકાય એમ છે. જડ માથાનો ને પાષાણહૃદયનો જડવાદી પણ જીંદગીનું કારણ—આપણે ક્યાંથી આવ્યા છીએ ને ક્યાં જવાના છીએ ?—એ જાણવા પ્રયાસ કરી રહ્યો છે. દુનિયા ઉપર હાલ વિચારવંત માણસો છે, ખાસ કરીને પશ્ચિમની દુનિયામાં. તેઓ ઓછાં વત્તાં જડવાદની અસર તળે છે; તેઓ પણ આ પ્રશ્નની ચર્ચા કરી રહ્યાં છે. દરેકે દરેક જણ પૂછે છે કે જીંદગીનું આદિ કારણ શું છે? જડવાદી વિજ્ઞાનીઓ પણ જીંદગીનો આ ખરો—જીંદગીનું આ મૂળ શોધવા મથન કરી રહ્યા છે. તેઓ પણ પૂછે છે કે તે ક્યાં જાય છે? તેની હદ ક્યાં સુધી છે? તેનો હેતુ શો છે? એ વાત ખરી છે કે અનુમાનો કરવામાં તેઓ એકદમ ભૂસકો મારે છે. એ તેમની ગંભીર ભૂલ કહેવાય. છતાં તેઓ પણ આ જીંદગીનું મૂળ શોધવાનો યત્ન કરી રહ્યા છે, તેની ના કહેવાય નહીં. આ જાગૃતિ અંદરની જાગૃતિમાંથી આવે છે—પ્રકૃતિમાં મનની જાગૃતિ થવા લાગી છે, તેમાંથી તે આવવા લાગી છે. તે પ્રકાશ પ્રકાશમય પ્રભુના પ્રકાશનું પ્રતિબિંબ છે.

અવતાર આવવાની તૈયારી હોય ત્યારે આવુંજ બને છે. અવતાર આવવાનો હોય ત્યારે માણસો જીંદગીનું કારણ ને તેનો હેતુ શોધવા મંડી પડે છે; ધર્મગુરૂઓ પ્રત્યે વળે છે. તેમને એમ લાગે છે કે તેઓ જાણે કોઈ રહસ્યમય ગ્રંથો વાંચતા હોયને ?—જાણે કોઇ રહસ્યગુપ્ત વિષયો ચર્ચતા

હોયને ? અહીંજ તમને એવો અનુભવ થશે. પાંચ વર્ષથી હું આ દેશમાં આ જોયાં કરૂં છું. ઓછામાં ઓછું હું ત્રણ દેશમાં રહ્યો છું. હજારો માણસોને મળ્યો હોઈશ. તેઓમાં ઘણા ખરા તો જડવાદમાં માનનારા હશે. છતાં તમે તેમની આગળ કાંઇક રહસ્યવાળી વાત કરો, તો તેઓ પણ એમાં રસ લેતા જણાય છે. પંદર વીસ વર્ષ ઉપર તેઓ એવી વાત સાંભળવાની દરકાર સુદ્ધાં નહોતા કરતા. તેઓ તો ઉલટું આધ્યાત્મિકતાના નામથી ભડકતા. કાંતો તે તરફ હસી કાઢે કે તેની મશ્કરી કરે. આવા માણસો પણ હવે આવી સૂક્ષ્મ બાબતો તરફ કાન દેતા થયા છે. એ વાત ખરી કે તેઓ બધુંજ માનતા નથી. તેમને તો એવો પૂરાવો જોઇએ જે તેમના પોતાનો વિચારો' પ્રમાણે—જમાનાના વૈજ્ઞાનિક નિયમો પ્રમાણે સાબીત થયેલો હોય. એવી જાતનો પૂરાવો ન મળવાથી નારાજ થતા હોવા છતાં, જીંદગી ને જગતનું રહસ્ય જાણવા તેઓ તેમના હૃદયમાં થોડી થોડી જીજ્ઞાસાને વાસ આપી રહ્યા છે. આ વાત હું જડવાદીઓની કરૂં છું. તમારા જેવા આધ્યાત્મિક વિષયોમાં રસ લેનારાઓ માટે નથી કરતો, તેઓ તો દુનિયામાંથી મળી આવતાં ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરે છેજ. તેઓમાં તો યુરોપમાં બીજા લોકો કરતાં આધ્યાત્મિક વૃત્તિ વધારે હોય. તેઓ તો આગળ વધેલા છે. પણ હવે તો જડવાદીઓ પણ રસ લે છે ને તે વિષે પૂછપરછ કરે છે; એટલું કે આવી બાબતોને તેઓ અસાધારણ કહે છે. આનું કારણ છે. આખી પ્રકૃતિમાં આધ્યાત્મિક ચેતનાની જાગૃતિ થવા લાગી છે.

આપણે પ્રકૃતિનાં અંગો છીએ; એટલે આપણામાં અર્થાત્ આન્તર પ્રકૃતિમાં પણ જાગૃતિ થવા લાગી છે. આ જાગૃતિનું કારણ એ છે કે આપણા જીવનનું આદિકારણ–રહસ્યોનું રહસ્ય–અલૌકિકના હેતુ આદ્યન્તરૂપ એવા પ્રભુનું આગમન થયું છે. જ્યારે તે પ્રગટ થશે ત્યારે તેની અસર વિશ્વચેતનાની નાડીઓમાં ને નસોમાં થવા માંડશે.

હું તમને આ દેખીતાં ચિન્હો બતાવી રહ્યો છું. તે ચિન્હો અવતારનાં આગમનસૂચક છે. તમે લગીર વધારે ઉંડા ઉતરો તો તમને પણ તે સત્ય લાગશે. તો તમને જણાશે કે નવો અવતાર શક્ય છે; કે તે થવોજ જોઇએ. શ્રીકૃષ્ણનું વચન એ સિદ્ધાંત છે. પણ જો તમને એવી ખાતરી થાય કે વર્તમાનમાં એજ સ્થિતિ છે, અને એવી સ્થિતિઓને લીધેજ આ અવતાર થવો જોઈએ તો તે જલદીથી પ્રગટ થશે. તેની અસર તમને વધારે ને વધારે લાગશે. તમને ખાતરી થાય કે વખત આવી ચૂક્યો છે—ને તે આવી ગયો છે એ ચોક્કસ છે, તો તમે તેના વ્યક્તિત્વની દૈવી અસર તમારા આત્મામાં ખેંચી શકશો. તમારે તૈયાર થવું જોઇશે. પણ પૂર્વ દેશ કે જ્યાં તે જનમ્યો છે, તેના આધ્યાત્મિક શિક્ષણમાં તમારા મનને તમે પરોવ્યું નહીં હોય તો તમે શી રીતે તૈયાર થઈ રહેવાના ? તમારે તૈયાર રહેવું રહ્યું. તમારે તમારા આત્મામાં આધ્યાત્મિક ચેતના જાગૃત કરવી રહી. તમારે આત્મચક્ષુઓ મેળવવાં રહ્યાં કે જેના વડે તમે તેને જોઈ શકો, પછી ભલેને તે હિંદમાં હોય ને તમે અહીં હો. તેમ કરશો તો તમે તેનો વિચાર

કરી શકશો, અવતાર શું છે એ જાણી શકશો. ફક્ત તમારે મહાન અવતારોનું અધ્યયન કરવું રહ્યું, ૪૧૩ વર્ષ પૂર્વે પ્રગટ થયેલા અવતારની લીલા જાણવાનું રહ્યું. જો તમે તેનો અભ્યાસ કરો તો તમને તેના અવતારની અસર લાગશે. તે પ્રગટ થયો હશે તે પહેલાંનો એક પણ શબ્દ સાંભળ્યા વગર પણ તમે તેનો સ્વાનુભવ કરી શકશો.

હું એક વધારે વાત કહું. તે પ્રગટ થશે ત્યારે તે પોતાના ધર્મમાં દુનિયાના સર્વ ધર્મોનો સમાવેશ કરશે. તેનામાં તમે જિસસ, બુદ્ધ, કૃષ્ણ, ચૈતન્ય ને કોન્ફ્યુસિયસ બધાજ જોઈ શકશો. તેની ચેતનામાં સર્વ અવતારોના સર્વ ધર્મો એકઠા મળશે. પ્રગટ થનાર તે અવતાર ઘણોજ શાક્તવાળો—પરમાત્માનો સમર્થ અવતાર થશે. કારણ અત્યારે સમર્થ અવતારનીજ જરૂર છે. તેનું કામ મહા ભગીરથ છે. તેણે અગાઉ આવું ભગીરથ કામ કરવાનું નહોતું. હાલમાં માણસના મગજરૂપી આકાશમાં અંધારૂં વધારે ને વધારે જામતું જાય છે. ભૌતિક ઇચ્છાઓનાં વાદળાં-થી તે અંધકાર વધારે ઘોર ને ઘોર થતો જાય છે. એથી એ અવતાર ઘણોજ સામર્થ્યવાન હોવો જોઈએ. એમ ન હોય તો તેનું કાર્ય થઈ શકે નહીં. અને તે સમર્થ છે.

સમર્થ અવતાર એટલે ? અમે એવા અવતારને પૂર્ણ અવતાર કહીએ છીએ. અને ઇશ્વરનો પૂર્ણાવતાર કોણે કહી શકાય ? એવો જે ઇશ્વરનો મૂખ્ય ગુણ એટલે કે પ્રભુનું મુખ્ય તત્વ એવા પ્રેમને પ્રગટ કરે તે. તેના વડેજ તે પૂર્ણાવતાર કહેવાશે. પ્રેમ એજ સર્વ વસ્તુઓનો અધિપતિ છે. જ્ઞાનનો

તેજ અધિપતિ છે. જ્ઞાન એ પ્રેમનો પ્રકાશ છે. જ્યારે ઇશ્વર અવતાર રૂપે આવે છે ત્યારે તે તેનો પરમ ઇશ્વરી પ્રેમ પ્રગટ કરે છે. તે દ્વારા તે તેની આગળ પાછળની સર્વ વસ્તુઓ ઉપર વિજય મેળવે છે. તે તેની આગળથી બધી વસ્તુઓને ઉરાડી મૂકે છે. તે દરેક હૃદયનો નેતા બને છે. દરેકેદરેક સ્થિતિને જીતી લે છે.

તમે તમારા દરરોજના જીવનમાંજ આનો અનુભવ કરી શકો છો. કેટલાક માણસોમાં ભારે પંડિતાઇ હોય. એવા માણસો પણ જોવામાં આવે, જેઓમાં કાંઈ વિશેષ જ્ઞાન હોય–કેટલાક કવિઓ હોય–કેટલાક તત્વજ્ઞાનીઓ હોય. તમે આ બધી જાતના માણસોને એકઠા કરો. કોઇ પ્રેમથી ઉભરાતા માણસ આગળ તેઓ બધા ઝાંખા પડી જશે. એવા માણસના આત્મામાં સંવાદ ને દીનતા ઓતપ્રોત હોય છે. તેમાંથી તે એક મીઠો શબ્દ નહીં બોલે, એક મધુર હાસ્ય નહીં કરે, એટલામાં તો તે પંડિતો, વિજ્ઞાનીઓ, કવિઓ ને ફિલ્સુફોની મોટી સભા પણ તેની આગળ ઝંખવાણી પડી જશે. પ્રેમ બહલાવતા આ માણસ તરફ બધાની આંખો ફરે છે. તેની આંખોમાંથી–તેના ચ્હેરામાંથી–તેના શરીરના અણુઅણુમાંથી–તેના આંતરમાંથી આવતા પ્રેમમાંથી–તે વહાવે છે. એજ પ્રેમમાં તે જીવે છે, એજ પ્રેમ તે બોલે છે, એજ પ્રેમનો પ્રકાશ તે નાંખે છે, એજ પ્રેમ તેનાં સર્વ કર્મોનો, તેના સર્વ વિચારોનો, તેનાં સર્વ ભાષણોનો સાર હોય છે. આવો માણસ જ્યારે સભામાં આવે, ત્યારે બીજાઓ તેના પ્રેમના તેજ આગળ ઝાંખા

પડી જાય છે. ભલેને આવો માણસ વિદ્વાન ન હોય; ભલેને તે ફિલ્સુફો કે કવિઓ કે પંડિતો માફક વિવાદ કરી શકતો ન હોય, ઘરમાં બોલાતી ઘરઘથ્થુ ભાષા બોલતો હોય; ભૂતકાળના તત્ત્વજ્ઞાનીઓને જાણતો ન હોય; તેનો શબ્દભંડાર ઘણો અલ્પ હોય; ઉંચ્ચા પંડિતાઇની ઢબે તેને બોલતાં પણ ન આવડતું હોય; છતાં આવા માણસનો એકે એક શબ્દ અસર કરશે; તેના એકેએક શબ્દની છાપ ચૈતન્ય ઉપર કોતરાઇ રહેશે. તેના ચ્હેરા ઉપરથી તમે કહી શકશો કે તે અસંખ્ય માણસોનો રાજા છે. તેના ઉપર તમે ઉંચ્ચતાની છાપ જોશો, તે તેના આત્માની–તેના આત્મચૈતનાની છાપ હશે. તે તેનો પ્રેમ પોતાની અંદરથી મેળવતો હોય છે. તેણે તેના મનને અંદર વાળ્યું હોય છે. તેણે આન્તરમાં આત્માને પ્રભુપ્રેમથી સિંચ્યો હોય છે. તેનું મન આત્મભૂમિમાં ડૂબી ગયું હોય છે. આત્મભૂમિના પ્રકાશ વડે તે તે આન્તરભૂમિની હદ માપી શકયો છે. તે જોઇ શકયો છે કે તેની હદ આખી સૃષ્ટિ પર્યંત–સર્વ બ્રહ્માંડો પર્યંત પહોંચેલી છે. તેના આખા જીવનનો–તેની આખી હયાતીનો પાયોજ આ એકજ તત્ત્વ હોય છે. તેનો પ્રકાશ તે આ ભૂમિમાંથી મેળવે છે; અને તેનું વર્તમાન, ભૂત ને ભાવિનું જ્ઞાન તે અનુભવથી જાણી લે છે. હજુ પણ ઉંડે તે આત્મભૂમિમાં ઉતરે છે ને ઠેઠ તેના હૃદયના પાતાળ સુધી પહોંચે છે. તો ત્યાં તેને પ્રેમભૂમિ લાધે છે. તે જોઈ શકે છે કે જ્ઞાન તો પ્રેમભૂમિનું કેવળ પ્રતિબિમ્બ છે. જ્યારે તે આ પ્રેમભૂમિમાં ડુબકી મારે છે ત્યારે તે પ્રેમના તત્ત્વથી ભરપૂર બને છે. પછી પ્રેમનાં દ્વાર ઉઘડે છે.

પ્રેમ તેના આત્મામાંથી તેના મનમાં, મનમાંથી શરીરમાં એમ વહેવા માંડે છે. તે આમ સર્વાંગે આધ્યાત્મિક–આત્મ ચૈતન્યયુક્ત થયો હોય છે.

આ દેશમાં આત્માને બીજગણિતની અજાણ્યા આંક જેવી ગણવામાં આવે છે. ત્યાં આત્મા શું છે એ સમજવું મુશ્કેલ હોય. આત્મચૈતન્ય ધરાવનાર આવો માણસ આવે તો આ ભૂમિમાં જન્મનાર માણસ તેને ભાગ્યેજ ઓળખી શકે. તમારો જિસસ ક્રાઇસ્ટ એવોજ આત્મ ભાવી હતો. મનુષ્યરૂપે તે આત્મચૈતન્યરૂપ હતો. હજારે વર્ષો થયાં છતાં તેની અસર આજ દિન પર્યંત ચાલી આવે છે. અત્યારે પાશ્ચિમમાં કેટલાક આધ્યાત્મિક વલણવાળાના મન ને હૃદયને આત્મચૈતન્યની તે અસરજ હલમલાવે રહી છે, પછી ભલેને તે માણસ જડવાદી હોય કે આધ્યાત્મિક. આવો માણસ પ્રામાણિક હશે તો જિસસ ક્રાઇસ્ટને લીધેજ; ન્યાયી હશે તો પણ તેને લીધેજ. છેલ્લાં ૨૦૦૦ વર્ષ થયાં પાશ્ચાત્ય લોકોનાં મન ને હૃદયમાં ક્રાઇસ્ટના બોધ વચનોની અસર જાગતી રહી છે અને તેઓ આજ ન્યાયી પ્રામાણિક ને માયાળુ બન્યા છે. તમે હમણાં જે, કાંઇ સારા ગુણો ધરાવો છો તે જિસસને લીધેજ છે, પછી ભલેને તમે નાસ્તિક હો અગર આસ્તિક.

વ્હાલા મિત્રો, મનુષ્યાકૃતિમાં–ઇશ્વરના અવતાર રૂપે બ્રહ્માંડનો આત્મા મૂર્તિમંત થઇને આવે તેને ઓળખવા આત્મચૈતન્યની જરૂર છે. ઈશ્વરનો અવતાર એટલેજ મનુષ્યાકૃતિમાં વિશ્વવ્યાપી આત્મચૈતન્ય, વિશ્વવ્યાપી પ્રેમ

જો તમને આત્માની ખબર ન હોય, જો તમને આત્મભાન ન હોય, જો તમારૂં મન આત્મચેતનાથી રંગાયું ન હોય, તો તમે તેને કદિએ જાણી ન શકો.

એવો વખત જલદીથી આવશે, જ્યારે હું આજ રાત્રે જે વાત કરી રહ્યો છું, તે તમે સિદ્ધ થયેલી જોશો. મને ફરીથી કહેવા દો કે હું તમારી વૃત્તિને ઉત્તેજનાર માણસ નથી, મને તે પસંદ નથી. મને મારી જાહેરાત કરવી ગમતી નથી. મેં તો તમને આ વાત તમારી સેવા કરવા–તમને એક વિચાર આપવા કરી છે; કે અવતાર માટે પરિસ્થિતિઓ પાકી ચૂકી છે. જરા વધારે ઉંડા વિચારથી તમને પણ તે જણાયા વિના નહીં રહે, કે આજે જે કુસંપ ને વિસંવાદ વધી ગયાં છે, જે અશુદ્ધિઓ ફેલાઈ રહી છે, તેમાંથી વાતાવરણને ચોખ્ખુ કરવા, ઇશ્વરના અવતાર વિના ચાલી શકે તેમ નથી. આ કામ તો સાધુ મહાત્માઓ માટે પણ અશક્ય છે. અંધકાર ઘોર ને ઘાડો થયો છે. તેને વિખેરી નાંખવા દૈવી અવતારરૂપી ચંદ્રની જરૂર છે; કે જે તેના પરમ પ્રેમ ને જ્ઞાનના પ્રકાશ વડે તિમિરને ભેદી શકે. આપણને ખરે, આવા ચંદ્રની બહુજ જરૂર છે. આ ચંદ્ર ઉગ્યો છે; તે દિન પ્રતિદિન વધતો જાય છે. દરેક આત્મામાંથી તેને બોલાવવાનો પોકાર થઇ રહ્યો છે. તેથીજ તે પ્રગટ થયો છે. આ આક્રંદ શા માટે થઈ રહ્યું છે? સુખી થવા માટે. દરેક હૃદય સુખી થવા માગે છે. આ જીંદગી વિષે થોડું પણ જાણવાની અભિલાષા રાખે છે; તે ભૌતિક ઇચ્છાઓના ખાડાઓમાં પડી

મરવા નથી ઇચ્છતો; તેમાંથી ઉગરવા ચાહે છે. તેને એવો પ્રેમ જોઇએ છે, જે આપણા અન્યાયોને માફ કરે, આપણી ભૂલોને માફ કરે, આપણી કૃતિઓ–નિષ્કૃતિઓના દોષોને માફ કરે, આત્મોન્નતિ ન કરવાની આપણી આળસને માફ કરે, દુનિયાના કચરામાંથી આપણી જાતને અદ્ધર લઇ જવાના માર્ગમાં આડે આવે એવું આપણે જે કાંઇ કરતા હોઇએ તેને માફ કરે,–આપણને એવો સ્નેહી જોઇએ છે. દરેક આત્માનો એજ પોકાર છે. પરમાત્માના કાને આ પોકાર પહોંચ્યો છે, ને તે આવ્યો છે. આપણો પોકાર એવો છે કે આ અંધારામાંથી, દુનિયાના આ વેરાનમાંથી, દુન્યવી ઇચ્છાઓના આ જંગલમાંથી, આપણે શી રીતે બચી શકીએ ? આપણે આ જંગલમાંથી બહાર નીકળી શકીશું કે કેમ, તેની આપણને ખબર નથી. આપણા હૃદયમાં પ્રેમનો, શાન્તિનો, સંપનો, મીઠો પવન કુકે એવો કોઇ પ્રદેશ હયાતી ધરાવે છે કે કેમ, તે આપણે જાણતા નથી. આપણે સુખી થવા ચાહીએ છીએ. આપણે એવા સુખને ચાહીએ છીએ કે તેના વડે આપણાં હૃદયને સીજી નાંખતાં–જીંદગીને એક મોટા ખંડેર જેવું કરી નાંખતાં ત્રાસો, રેંસાતુસી ને શોકો તમામ વિસરી જવાય.

આપણે કહીએ છીએ કે “ ઓ પ્રભુ ! એવો કોઇ હોય તો તેને મોકલ, જે અમારા માર્ગ ઉપર અજવાળું નાંખે ને આ જંગલના કેદીઓ એવા અમે છૂટા થઇએ. આ જંગલમાં પ્રકાશનું કિરણ સરખું પ્રવેશ કરી શકતું નથી. અમે જીંદગી શી ચીજ છે એ ભૂલી ગયા છીએ.

અરેરે ! ભવિષ્ય કેવું હશે તે બતાવવાને એક કિરણ સરખું પણ દેખાતું નથી ! હે પ્રભુ ! શું આરામની એવી જગા નહીં હોય, જ્યાં અમારો આત્મા ભૌતિક જીવનનાં તોફાનો વગર શાન્તિમાં રહી શકે, ને આરામ લઇ શકે, અને પ્રેમની સતત ક્રિયારૂપ આનંદનું અમૃત પીધાં કરે ! ”



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૩ | સુર | અસુર |
| ૫ | ૫ | પરમાત્મા ધામ | પરમાત્મધામ |
| ૧૦ | ૧૨ | જે નાગ | જેનામાં |
| ૧૧ | ૧ | સ્વભાવને | સ્વભાવનો |
| ૧૨ | ૧ | અમેરિકાના | અમેરિકાની |
| ૨૫ | ૨ | ( ઉડી ગયેલા ) | કેવું |
| ૫૧ | ૧૫ | પ્રતિબિંબિત | પ્રતિધ્વનિ |
| ૬૩ | ૩ | આવી | આવા |
| ૯૦ | ૨ | કંટાળો | કંટાળા |
| ૯૫ | ૧૭ | કાંઇ | ક્યાંય |
| ૯૩ | ૮ | ભૂલી | ભૂલ |
| ,, | ૨૩ | પોરાવાયો | પોરસ્યો |
| ૧૧૭ | ૭ | બહિર્મૂખ | બહિર્મુખ |
| ,, | ૨૨ | અન્તરમૂખ | અન્તર્મુખ |
| ૧૩૨ | ૧૩ | હઝારો | હજારો |
| ૧૩૩ | ૧૧ | તાત્નકાલિક | તાત્કાલિક |
| ,, | ૧૩ | એકની | એક |
| ૧૩૪ | ૨ | વત્ની | વતની |
| ૧૩૫ | ૧૨ | પરાજ્ય | પરાજય |
| ૧૩૬ | ૧૮ | સારૂ | સાફ |
| ૧૩૯ | ૧૯ | યુરોપમાં | યુરોપના |
| ૧૪૧ | ૨૧ | કોણે | કોને |
| ૧૪૩ | ૩ | ઘરઘથ્થુ | ઘરગથ્થુ |
| ૧૪૪ | ૪ | બીજ અમિતની | બીજ અમિતના |